શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થમાળા નં. ૫

# શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ.

લેખક,

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી,

ઝંડુ ફાર્મસી, એલ્ફીન્સ્ટન રોડ-મુંબઈ

વિ. સં. ૧૯૭૭ ઈ. સન. ૧૯૨૧

કિંમત રૂ. ૧-૦-૦

શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થમાળા નં. ૫

# શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ.

( એના ભિન્ન ભિન્ન મતોના મુખ્ય મુખ્ય સિદ્ધાંતોના તથા એના

ગુજરાતમાં પ્રચારના નિરૂપણ સાથે.)

લેખક,

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

ઝંડુ ફાર્મસી, એલ્ફીન્સ્ટન રોડ-મુંબઈ.

વિ. સં. ૧૯૭૭ ઈ. સન. ૧૯૨૧

કિંમત રૂ. ૧-૦-૦

# ઉપોદ્ઘાત.

શ્રી ગુજરાતી ફાર્બસ સભાએ આ દેશની ધાર્મિક પ્રવૃત્તિના ઇતિહાસ સંબંધી ગ્રંથો પ્રકટ કરવાની મને અનુકૂળતા કરી આપી એ માટે એ સભાનો હું ઋણી છું.

ભક્તિના વૈષ્ણવ ધર્મ અને શૈવ ધર્મ એ બે માર્ગો આ દેશના ઘણા ભાગમાં બહુ પ્રચલિત છે. ગુજરાતમાં તો એ બે માર્ગો જ હાલમાં ચાલે છે. ભૂતકાળમાં ઇ. સ. પાંચમાથી ૧૧મા ૧૨મા શતક સુધીમાં સૂર્ય પૂજા કાઠીઆવાડમાં પ્રચલિત હતી પણ પછી એનો પ્રચાર ચાલુ રહ્યો નથી. પણ આ બે ઉપરાંત ભક્તિનો એક મોટો માર્ગ તો બંગાળામાં હાલમાં પ્રચલિત શક્તિ પૂજા છે. શક્તિ પૂજા ઘણા વખતથી બંગાળામાં ચાલે છે, એનાં અનેક તંત્રો પ્રસિદ્ધ છે. શક્તિને શિવ પત્ની ગણીએ તો એનો સમાવેશ શૈવધર્મમાં કરી શકાય. પણ બંગાળામાં પ્રચલિત શક્તિપૂજાનો શૈવ ધર્મથી સ્વતંત્ર કંઇક અંશે મહાયાન બૌદ્ધ ધર્મના પડછામાં વિકાસ થયો છે અને એ સ્વતંત્ર ઇતિહાસને માગી લે છે. એ શક્તિ પૂજાના માર્ગને બાદ કરીએ તો વૈષ્ણવ અને શૈવ ધર્મના ઇતિહાસો પ્રકટ થવાથી આ દેશના ભક્તિ માર્ગનો ઘણો ખરો ઇતિહાસ પ્રકટ થઇ જાય છે.

શૈવ ધર્મનો ઇતિહાસ લખવામાં શૈવ ધર્મનાં સંસ્કૃત સાહિત્ય ઉપરાંત ડા. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરના "વૈષ્ણવ ધર્મ શૈવ ધર્મ"નો મુખ્ય આશ્રય લીધો છે. બાકી Indian Aniquary વગેરે આ દેશની જૂની શોધખોળને લગતાં પ્રખ્યાત સાધનોનો તો ઐતિહાસિક ગ્રંથ લખનાર સર્વને ઉપયોગ કરવો પડે છે.

# અનુક્રમણિકા

—:o:—



# શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ.

नमः शंभवाय च मयोभुवाय च ।
नमः शङ्कराय च मयस्कराय च ।
नमः शिवाय च शिवतराय च ॥

य. अ० १६. श्लो. ४१.

ભક્તિમાર્ગના બે મોટા પ્રવાહો છે:—વૈષ્ણવ અને શૈવ. ભક્તિમાર્ગના બીજા જે ન્હાના ન્હાના સંપ્રદાયો આ દેશમાં પ્રચલિત છે, તેમાંના મોટા ભાગનો સમાવેશ આ બે મહા પ્રવાહોમાં થઇ જાય છે. દાખલા તરીકે રામભક્તિ, દત્તાત્રેય ભક્તિ વગેરેનો વૈષ્ણવ ભક્તિમાર્ગમાં અને ગણેશભક્તિ, કાર્તિકેય ભક્તિ વગેરેનો શૈવ ભક્તિમાર્ગમાં સમાવેશ થઇ જાય છે. એટલે વૈષ્ણવ અને શૈવ એ ધર્મોનો વિચાર કરવાથી આ દેશના ભક્તિમાર્ગનો સમગ્ર પ્રવાહ લગભગ સમજાઈ જાય છે. વૈષ્ણવ ભક્તિમાર્ગના પ્રવાહનો

આદ્યંત વિચાર વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસમાં ટુંકામાં કર્યો છે. હવે શૈવ ધર્મનો ઇતિહાસ ટુંકામાં જોઇએ.

વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસના આરંભમાં ભક્તિવૃત્તિના વિકાસનો વિચાર કર્યો છે એટલે અહિં એ વિચાર ફરી કરવાની જરૂર નથી. ટુંકમાં વૈદિક સમયમાં ભક્તિવૃત્તિ કેળવાવા લાગી હતી અને ઔપનિષદ્ સમયમાં એનો પાકકાળ આવી ગયો હતો. એ સમયે અર્થાત્ ઔપનિષદ્ સમયના અન્તમાં કેટલાક ભકતોએ પોતાની ભકિતનો કલશ વિષ્ણુ ઉપર ઢોળ્યો તો કેટલાકે શિવ ઉપર ઢોળ્યો. જો કે ઉભય પ્રકારના ભકતો ભકિત ભાજન દેવનું સ્વરૂપ ઔપનિષદ્ બ્રહ્મથી ભિન્ન પ્રકારનું માનવા ન હોતા. બીજા શબ્દોમાં જેને ઉપનિષદોમાં અધ્યાત્મવાદીઓએ બ્રહ્મ-પરબ્રહ્મ, નામથી વર્ણવ્યું છે. તેનીજ વૈષ્ણવ ભકતોએ વિષ્ણુ નામથી અને શૈવ ભકતોએ શિવ નામથી ભકિત કરી છે. સર્વ શૈવ સંપ્રદાયોના ઉપાસ્ય દેવ જુદા જુદા નામ રૂપમાં પણ શિવજ છે, અને જુદા જુદા શૈવ સંપ્રદાયોના તાત્ત્વિક સિદ્ધાન્તોમાં મતભેદ હોવા છતાં ભક્તિ સર્વને માન્ય છે.

## રુદ્ર શિવની ભાવના અને એનો વિકાસ.

મનુષ્ય હૃદયને દેવનું ભાન અનેક રીતે થાય છે; પણ બે પ્રકાર મુખ્ય છે. એક વિશ્વના જડચેતન પદાર્થમાત્રમાં સૌન્દર્ય, ઉલ્લાસ, આનંદ, જીવન વગેરે રમણીય પ્રવાહો પ્રેરનાર એક અદૃશ્ય પાલક શક્તિ તરીકે અને બીજું વિનાશ, દંડ, ઉગ્ર ન્યાય વગેરે ભયપ્રદ પ્રવાહોના મૂળરૂપ એક ઉગ્ર મહાશક્તિ તરીકે.

અર્થાત્ કોઇ વખત વિશ્વાંતર્યામી અદૃશ્ય શક્તિનું ભાન આપણા હૃદયમાં ઉલ્લાસ પ્રેરે છે, તો કોઇ વખત એ ભાન થતાંજ આપણું હૃદય ભયથી કંપી જાય છે. પહેલા પ્રકારના દેવત્વના ભાનની મૂર્તિ જોવી હોય તો વૈદિક આર્યોએ ઉષા, મિત્ર, સવિતૃ, વિષ્ણુ, પૂષા વગેરે દેવોનાં જે સ્તોત્રો ગાયાં છે તે જુવો. એથી ઉલટું રુદ્રનાં સ્તોત્રોમાં રૌદ્ર રસ સ્પષ્ટ દેખાશે. જ્યારે મોટાં વાવાઝોડથી વૃક્ષો મૂળમાંથી ઉખડી જાય, ઘરો પડી જાય, વીજળીથી ઘરો બળી જાય, પશુઓ અને માણુસો ક્ષણુમાં મરી જાય અને ભયંકર રોગોથી એક સાથે હજારો માણુસો મરી જાય ત્યારે આર્યોને આ સર્વ રૌદ્ર ક્રિયાઓમાં રુદ્ર દેવનાં દર્શન થતાં. આ રીતે રુદ્ર દેવમાં રૌદ્રપણું સ્વાભાવિક હોવા છતાં દેવત્વ સાથે રહેલું કલ્યાણુકારીપણું (શિવત્વ) પણ એમાં સ્વાભાવિક હતું. આપણું હૃદય દેવને-વિશ્વવ્યવસ્થાપક સત્તાને અશુભ પરાયણુ નહિં પણ શુભપરાયણુ તથા હિતપરાયણુ માનવા તરફ કુદરતી વળણુ ધરાવે છે. દેખીતું અહિત કરે ત્યારે પણુ વિશ્વનિયામક શક્તિ આપણાં કોઇક હિતનેજ ઉદ્દેશે છે; એમ આપણે માનીએ છીએ. જો દેવમાં આટલી હિતપરાયણુતાની શ્રદ્ધા ન હોય તો દેવમાં દેવત્વ રહે નહિં. આ શ્રદ્ધાથી રુદ્રને દેવ માનનારા આર્યોએ એને શિવ (કલ્યાણુકર) માન્યા છે. આ રીતે વિશ્વનિયામક ગૂઢ સત્તાનાં ભયંકર છતાં કલ્યાણુકર સ્વરૂપને લક્ષીને રુદ્ર શિવ દેવની ભાવનાનો વિકાસ થયો છે અને શૈવ પુરાણોમાં, શૈવ સાહિત્યમાં તથા શૈવ સંપ્રદાયોમાં રુદ્રશિવ દેવની આ ભાવના કોઇને કોઇ રૂપે દેખાશે.

---

# વેદમાં રુદ્ર શિવની પૂજા.

ઋગ્વેદના થોડા રુદ્ર દૈવત મંત્રો જોવાથી ઋગ્વેદના મંત્રદૃષ્ટાઓની ભાવના-દૃષ્ટિમાં રહેલું આ દેવનું સ્વરૂપ બરાબર સમજાશે. એક ઋચામાં રુદ્રને "આકાશ અને પૃથ્વીમાં ફરતી તેજસ્વી શક્તિઓ ફેંકતા" ચિંતવ્યા છે. (૭-૪૬-૩)[1] બીજીમાં "ગાયોને તથા પુરુષને હણે" એવાં રુદ્રનાં શસ્ત્રોનો ઉલ્લેખ કર્યો છે. (૧-૧૧૪-૧૦)[2] વાવાઝોડા સાથે વીજળી આકાશમાં ઝબકી જાય, અને વખતે પૃથ્વી ઉપર આપીને ઢોરોને તથા માણસોને મારી જાય ત્યારે મરૂત્ગણ સાથે વિચરતા રુદ્રની આ સંહારક શક્તિ પ્રત્યક્ષ થતી હશે. પણ ઋષિઓ એ રૌદ્ર ઉત્પાતમાંથી રક્ષણ કરવા માટે રુદ્રનીજ પ્રાર્થના કરે છે. એક ઋષિ કહે છે કે "દ્વિપદ (મનુષ્ય) અને ચતુષ્પદનું કલ્યાણ (રક્ષણ) થાય તથા આ ગામમાં સહુ અનાતુર રહે એ માટે અમે રુદ્રની સ્તુતિ કરીએ છીએ." (૧-૧૧૪-૧)[3] વળી એજ ઋષિ કહે છે કે "હે રુદ્ર! તું અમને સુખી કર અમે તને

---

१ या ते दिद्युदवसृष्टा दिवस्परि क्ष्मया चरति परि सा वृणक्तु नः ।

(ऋ. ७-४६-३)

आ रे ते गोघ्नमुत पूरुषघ्नम्............( ऋ. १-११४-१० )

३ इमा रुद्राय तवसे कपर्दिने क्षयद्वीराय प्रभरामहे मतीः ।
यथा शमसद् द्विपदे चतुष्पदे विश्वं पुष्टं ग्रामेऽस्मिन्ननातुरम् ॥

( ऋ. १-११४-१ )

નમસ્કાર કરીએ છીએ." (૧-૧૧૪-૨)[1] વળી "હે રુદ્ર, અમે હવિ સાથે તારી હમેશાં પ્રાર્થના કરીએ છીએ. પણ તું બાપને, માને, અમારાં મોટેરાંને તથા અમારાં બાળકોને ક્રોધયુક્ત થઇને મારીશ નહિં. હે રૂદ્ર, અમારાં ન્હાનાં બાળક ઉપર, અમારાં આયુષ્ય ઉપર, અમારી ગાયો ઉપર, અમારા ઘરો ઉપર અને અમારા ઘોડાઓ ઉપર ગુસ્સે થાઇશ માં. અમારા વીરોને હે રુદ્ર, ગુસ્સે થઇને હણીશ માં." (૧-૧૧૪-૭, ૮)[2] આ પ્રાર્થનાઓ સફળ થતાં ગામ અનાતુર રહેતાં ગામના વિપ્રોએ રુદ્રને 'પશુપ' કહીને એની સ્તુતિ કરી છે. (૧-૧૧૪-૯)[3] પાશુપત મતના પશુપતિપણાની રુદ્રમાં ભાવના આ રીતે છેક ઋગ્વેદના સમયમાં થઇ છે. ઉપરના મંત્રમાં ગ્રામને અનાતુર રાખવાની વાત છે એ માત્ર બહારનાં દુઃખોનેજ ઉદ્દેશીને નહિં હોય, પણ શરીરના રોગો–ખાસ કરીને ફાટી નીકળતા–આખા ગામનો એક સાથે નાશ કરતા રોગોને લક્ષીને પણ હશે. આવા રોગોની વીજળી, તોફાન વગેરે પ્રકૃતિના

---

१ मृळानो रुद्रोत नो मयस्कृधि क्षयद्वीराय नमसा विधेम ते ।

(ऋ. १–११४–२)

२ मा नो महान्तमुत मा नो अर्भकं मा न उक्षन्तमुत मा न उक्षितं ।
मा नो वधीः पितरं मोत मातरं मा नः प्रियास्तन्वो रुद्र रीरिषः ॥
मा नस्तोके तनये मा न आयौ मा नो गोषु मा नो अश्वेषु रीरिषः ।
मा नो वीरान्रुद्र भामितो वधीर्हविष्मन्तः सदमि त्वा हवामहे ॥

(ऋ. १–११४–७–८)

३ उप ते स्तोमान्पशुपा इवाकरं......(ऋ. १–११४–९)

ઉપદ્રવો સાથે સમાનતા તદ્દન સ્વાભાવિક છે. આ પ્રમાણે બીજા ઉપદ્રવો સાથે ફાટી નીકળતા રોગો ગામમાં ન થવા દેનાર તથા ફાટી નીકળતા કે સાદા રોગમાંથી દરદીને સાજો કરનાર રુદ્રને "દવાવાળા, વૈદ્યોના પરમ વૈદ્ય" (૨-૩૩-૪)[1] કહ્યા છે. એક બીજા મંત્રમાં ઋષિ કહે છે કે "હે રુદ્ર, તારી પાસે હજારો ઔષધિઓ છે, માટે તમે અમારું કલ્યાણથી હમેશાં રક્ષણ કરો." (૭-૪૬-૩, ૪)[2] ઋષિઓ રુદ્ર પાસેથી માત્ર રક્ષણજ માગતા નથી પણ "રુદ્રની પવિત્ર, શંતમ અને સુખકર ઔષધિઓ જે આપણા પિતા મનુએ પસંદ કરી હતી તેનેજ પ્રુચ્છે છે." (૨-૩૩-૧૩)[3] રુદ્રનું ઐશ્વર્ય ઋગ્વેદના ઋષિએ બહુ થોડા શબ્દોમાં પણ બહુ સારું બતાવ્યું છે. "તે પોતાની શક્તિથી જગતનાં મનુષ્યોને જુવે છે અને પોતાનાં સામ્રાજ્યથી દિવ્ય પ્રાણીઓને જુવે છે." (ઋ ૭-૪૬-૨)[4]

ઋગ્વેદના બીજા મંત્રોમાં રુદ્રનું જે વર્ણન છે અને જે સ્તુતિ છે તેમાં પ્રકારાન્તરે મુખ્ય વાત ઉપર કહી તેજ છે. હવે યજુર્વેદ

१ भेषजेभिर्भिषक्तमं त्वा भिषजां शृणोमि । ( ऋ. २-३३-४ )

२ सहस्रं ते स्वपि वातभेषजा............

यूयं पात स्वस्तिभिः सदा नः । ( ऋ. ७-४६-३-४ )

३ या वो भेषजा मरुतः शुचीनि या शंतमा वृषणो या मयोभु ।

यानि मनुरवृणीता पिता नस्ता शं च योश्च रुद्रस्य वश्मि ॥

( ऋ. २-३३-१३ )

४ स हि क्षयेण क्षम्यस्य जन्मनः साम्राज्येन दिव्यस्य चेतति ।

( ऋ. ७-४६-२ )

જોઇએ. યજુર્વેદની તૈત્તિરીય (૪-૫-૧) અને વાજસનેયી (૧૬) બન્ને સંહિતાઓમાં શત રુદ્રીય છે. પ્રખ્યાત અષ્ટાધ્યાયી રુદ્રીમાં આ અધ્યાય છે. સાધારણ રીતે એ 'નમસ્તે'ની કાંડી કહેવાય છે. એ એકજ શત રુદ્રીય અધ્યાયમાં સ્ફુરતી રુદ્રની ભાવના જોવાથી યજુર્વેદના વખતની રૂદ્રની ભાવનાનો યથાર્થ ખ્યાલ આવશે. શૈવ ધર્મમાં આ શત રુદ્રીયનું સ્થાન ઘણું મોટું છે. એ શૈવ ધર્મનો આદ્ય ગ્રન્થ છે એમ કહી શકાય. અને આજ સુધી એ એટલોજ લોકપ્રિય રહ્યો છે. શિવભકતો એથીજ શિવાભિષેક કરે છે. શતરુદ્રીયમાં શિવનાં જુદાં જુદાં રૂપોને ભક્ત નમસ્કાર કરે છે. શિવની સર્વાત્મકતા એ વર્ણનમાં વ્યાપક દેખાય છે. વળી યજુર્વેદમાં રુદ્રનું શિવત્વ માત્ર રોગ હરવામાં કે બાહ્ય ભયથી ભકતનું રક્ષણ કરવામાં સમાપ્ત ન થતાં પાપનાશક પણ બને છે. આ શતરુદ્રીનું શૈવ ધર્મમાં અગત્યનું સ્થાન જોઇને એમાંથી થોડા સૂચક મંત્રોનો ભાવાર્થ અહિં લખ્યો છે:-"હે રુદ્ર! તારૂં જે શિવ, અઘોર અને પાપનાશક શરીર છે તે શંતમ શરીરથી હે ગિરીશ, અમને જો."[1]

"હે ગિરિશ! જે બાણ તારા હાથમાં, છોડવા માટે, તે રાખ્યું છે તે બાણને શિવ-કલ્યાણરૂપ કરી દે અને પુરૂષ જગત્‌ની હિંસા કર માં."[2] "હે ગિરિશ! અમે તને સાક્ષત્‌ શિવ વચનોથી

---

१ या ते रुद्र शिवा तनूरघोरा पापकाशिनी तया नस्तन्वा शंतमया गिरिशन्ताभिचाकशीहि । ( य. १६–२ )

२ यामिषुं गिरिशन्त हस्ते बिभर्ष्यस्तवे ।
शिवां गिरित्र तां कुरु मा हिंसीः पुरुषं जगत् ॥ ( य. १६–३ )

પ્રાર્થીએ છીએ કે જેથી આ અમારૂં બધું જગત્ રોગરહિત અને સારા મનવાળું થાય."[1] આ શતરુદ્રીયમાં પણ રુદ્રને "પ્રથમ દૈવ્ય ભિષક્" કહ્યો છે.[2] ઋષિ 'સર્વ દિશામાં જે હજારો રુદ્રો રહ્યા છે તેને' 'તેનાં ન ચડાવેલાં આયુધોને, તેના બાહુને, તેનાં ધનુને, એમ રુદ્રનાં સર્વ અંગોને નમસ્કાર કરે છે.'[3] આ મંત્રોમાં રુદ્રની કલ્પના એવી લાગે છે કે રુદ્ર ધનુષ્ય બાણ તથા બીજાં આયુધો ચડાવીને ગિરિમાં રહેતા દેવ છે. છતાં એ વૃક્ષોના, પશુના, દિશાના, અન્નના, ક્ષેત્રોના, પાયદળના, સેનાના, સભાના, ઔષધિના, અરણ્યના, સત્ત્વોના અને જગત્‌ના પતિ છે. ભક્ત એની પ્રાર્થના કરતાં એનાં શસ્ત્રોને શિવ કરવાની, 'પોતાનાં મનુષ્યો અને પશુઓ ઉપર ગુસ્સે ન થવાની પોતાને વાગેલાં શલ્યોનાં મોઢાં કાઢીને"[4] તથા બીજા રોગો દૂર કરીને "પોતાનાં સર્વને અનાતુર કરવાની" યાચના કરે છે. રુદ્રને શેમાં શેમાં

---

१ शिवेन वचसा त्वा गिरिशाच्छा वदामसि ।
यथा नः सर्वमिज्जगदयक्ष्मं सुमना असत् ॥ ( य. १६-४ )

२ अध्यवोचदधिवक्ता प्रथमो दैव्यो भिषक् । ( य. १६-५ )

३ ये चैनं रुद्रा अभितो दिक्षु श्रिताः सहस्रशो वैषां हेड ईमहे ।
( य. १६-६ )

नमस्ते आयुधायानातताय धृष्णवे ।
उभाभ्यामुत ते नमो बाहुभ्यां तव धन्वने ॥ ( य. १६-१४ )

४ आसां प्रजानामेषां पशूनां मा भेः......( य. १६-४७ )
निशीर्य शल्यानां मुखा शिवो नः सुमना भव ॥ ( य. १६-१३ )

જોઇને ભક્ત નમસ્કાર કરે છે; અર્થાત્ રુદ્ર કેમ વિશ્વરૂપ, સર્વરૂપ થઇ જાય છે; એ જોવા માટે તો એ અધ્યાયજ વાંચવો જોઇએ.

ઋગ્વેદની સંહિતામાં જોયેલા કેટલાક મંત્રો યજુર્વેદમાં એમને એમજ ઉતારેલા છે;[1] પણ તેમાં કેટલીક નવી ભાવનાઓને અનુસરવા નવા શબ્દો પણ છે. શત રુદ્રીયમાં શિવના શરીરનેજ ભેષજી કહેલ છે અને ઋષિ પ્રાર્થે છે કે "તે ઔષધરૂપ શરીરથી જીવિત માટે અમને સુખી કર."[2] વળી કહે છે કે 'શિવતમ, અમારે માટે શિવ તથા સારા મનવાળો થ..'[3] આ રીતે રુદ્ર શિવતમ થયા છતાં રુદ્ર મટયા નથી. એજ અધ્યાયમાં એક પ્રાર્થના છે કે "હે ભગવન્ તારા હાથમાં હજારો શસ્ત્રો છે એનાં મોઢાં ઉંધાં કરી દે."[4] અર્થાત્ અમારાથી વિપરીત દિશામાં એ હથીઆરોને જવા દે.

---

૧ यथा शमसद् द्विपदे चतुष्पदे विश्वं पुष्टं ग्रामेऽस्मिन्ननातुरम् ॥

(य. १६-४८)

આ અને मानोमहान्तमुत० વગેરે બીજા મંત્રો ઋક્સંહિતામાંથી શતરુદ્રીયમાં આવ્યા છે.

૨ याते रुद्र शिवा तनूः शिवा विश्वाहा भेषजी ।
शिवा रुतस्य भेषजी तया नो मृड जीवसे ॥ (य. १६-४९)

૩ मीढुष्टम शिवतम शिवो नः सुमना भव । (य. १६-५१)

૪ सहस्राणि सहस्रशो बाह्वोस्तव हेतयः ।
तासामिशानो भगवः पराचीना मुखा कृधि ॥ (य. १६-५३)

વળી ભૂમિમાં, સમુદ્રમાં, અન્તરિક્ષમાં, પૃથ્વી નીચે, માર્ગમાં, તીર્થોમાં અને દિશાઓમાં જે રુદ્રો રહ્યા છે તથા ફરે છે એને દૂર રહેવાની પ્રાર્થના કરે છે.[1] અહિં રુદ્ર શબ્દ ખરાબ અર્થમાં છે. એજ રીતે બીજી પ્રાર્થના એવી કરે છે કે "જે રુદ્રો આકાશમાં, અન્તરિક્ષમાં અને પૃથ્વીમાં રહ્યા છે અને જેનાં વર્ષાદ, વાયુ અને અન્ન બાણરૂપ છે, તેને સર્વ દિશામાં નમસ્કાર છે. તે અમારી રક્ષા કરે, તે અમને સુખી કરે, અને જેનો અમે દ્વેષ કરીએ છીએ તથા જે અમારો દ્વેષ કરે છે, તેને એના ભક્ષણ માટે રાખીએ છીએ."[2] આ મંત્રોથી સ્પષ્ટ દેખાય છે કે રુદ્ર અભક્તોને ભયંકર છે, પણ ભક્તોને પરમ શિવરૂપ છે એવી શિવભક્તિપોષક માન્યતા સ્પષ્ટ પ્રચારમાં આવી હતી આ અધ્યાયમાં શિવનાં કપર્દિ, રુદ્ર, શિવ, નીલગ્રીવ, શિતિકણ્ઠ, ઇશાન, ભવ, નીલ-લોહિત, ભૂતપતિ, પશુપતિ, શર્વ વગેરે અનેક નામો છે. અગ્યાર રુદ્રની સ્પષ્ટ સૂચના જો કે યજુર્વેદમાં નથી પણ ઘણા રુદ્રો છે એમ કહ્યું છે ખરૂં. રુદ્રનાં કેટલાંક વિશેષણો પણ સૂચક છે. શત રુદ્રીયના

---

१ असंख्याता सहस्राणि ये रुद्रा अधि भूम्यां ।
तासां सहस्रयोजनेऽवधन्वानि तन्मसि ॥

(વગેરે य. अ. ૧૬ ના ૫૪ થી ૬૩ સુધી)

२ नमोस्तु रुद्रेभ्यो ये दिवि येषां वर्षमिषवः । तेभ्यो दश प्राचीर्दश दक्षिणा दश प्रतीची दशोदीचीर्दशोर्ध्वाः तेभ्यो नमोऽस्तु ते नोऽवन्तु ते नो मृडयन्तु ते यं द्विष्मो यश्च नो द्वेष्टि तमेषां जम्भे दध्मः ॥
( य. ૧૬-૬૪ જુઓ એ પછીના ૬૫, ૬૬ પણ )

એક મંત્રમાં ચામડું પહેરેલ ( कृत्तिं वसान १६-५१ ) કહ્યા છે. એજ રીતે પાછળના પિનાકપાણિની 'પિનાક ધારણ કરેલા આવો,'[1] એમ પ્રાર્થના કરી છે. શૈવ ધર્મનો મહામંત્ર ॐ नमः शिवाय આ અધ્યાયમાંજ છે. અર્થાત્ પાછળના શૈવ ધર્મના વિકાસનાં ઘણાં બીજો અહીં મળે છે.

અથર્વ વેદમાં રુદ્રની ભાવના જુદે પ્રકારે ખીલે છે. શિવનાં કેટલાંક નવાં નામો પ્રચારમાં આવે છે. વળી એકજ શિવનાં જુદાં જુદાં નામો કેમ જાણે જુદા જુદા દેવનાં બોધક હોય એવી રીતે અથર્વ વેદમાં વપરાયાં છે. દાખલા તરીકે "ભવ અને શર્વ બેય અનુક્રમે બે પગવાળાં અને ચાર પગવાળાં પ્રાણીઓ ઉપર રાજ્ય ચલાવે છે" એમ કહ્યું છે. ( ૪-૨૮-૧ )[2] આજ સૂક્તમાં આ બે દેવોની પ્રાર્થનામાં કેટલાંક નવાં વિશેષણો છે જેમ કે સાધારણ રીતે ઇન્દ્રનાં વિશેષણ ગણાતાં સહસ્રાક્ષ અને વૃત્રહા પદો અહીં ભવ અને શર્વને લગાડયાં છે. ( ૪-૨૮-૩ )[3] એક મંત્રમાં કહે છે કે "દેવોમાંથી કે મનુષ્યોમાંથી કોઇ એના વધમાંથી છુટી શકતું

---

१ पिनाकं बिभ्रदागहि ( य. १६-५१ )

२ भवाशर्वौ मन्वे वां तस्य वित्तं ययोर्वामिदं प्रदिशि यद् विरोचते ।
यावस्येशाथे द्विपदो यौ चतुष्पदस्तौ नो मुञ्चतमंहसः ॥

( अ. ४-२८-१ )

३ सहस्राक्षौ वृत्रहणा हुवेऽहं दूरे गव्युती स्तुवन्नेम्युग्रौ ।

( अ. ४-२८-३ )

નથી." ( ૪-૨૮-૫ )[1] છતાં ભક્ત પ્રાર્થના કરે છે કે, તમારૂં વજ્ર યાતુધાન ( રાક્ષસો ) ને મારો' (૪-૨૮-૬ )[2]

આ સૂક્તના છેલ્લા મંત્રમાં ઋષિ દીન થઈને પ્રાર્થે છે કે " હે ભવ અને શર્વ, હું પકડાયેલો તમને સ્તવું છે મને દુઃખમાંથી મુક્ત કરો." (૪-૨૮-૭ )[3] જેમ આ સૂક્તમાં રુદ્રને ઇન્દ્રનાં વિશેષણો લગાડયાં છે, અને ઇન્દ્રનાં આયુધો આરોપ્યાં છે તેમ બીજા એક સૂક્તમાં રુદ્રને અગ્નિ કહ્યા છે અને એની સર્વવ્યાપકતાનું વર્ણન કર્યું છે. " જે રુદ્ર અગ્નિમાં છે, જે પાણીમાં છે, જે ઔષધિ લતામાં પ્રવેશ કરીને રહ્યા છે અને જેણે આ બધાં ભુવનો કર્યાં છે તે રુદ્ર અગ્નિને નમસ્કાર છે." (૭-૮૭-૧ )[4] આ મંત્ર અથર્વ શિરોપનિષદ્‌માં તથા શ્વેતાશ્વતરમાં ઉતાર્યો છે. જ્યાં રુદ્રને બદલે દેવ શબ્દ મુકયો છે. એક સૂક્તમાં વિશ્વરૂપ-સર્વરૂપનું વર્ણન

---

१ ययोर्वधान्नापद्यते कश्चनान्तर्देवेषूत मानुषेषु ॥

( अ. ४-२८-५ )

२ यः कृत्याकृन्मूलकृद् यातुधानो नि तस्मिन् धत्तं वज्रमुग्रौ ।

( अ. ४--२८-६ )

३ स्तौमि भवाशर्वौ नाथितो जोहवीमि तौ नो मुञ्चतमंहसः ॥

( अ. ४-२९ )

४ यो अग्नौ रुद्रो यो अप्स्वन्तर्य ओषधीर्वीरुध आविवेश ।
य इमा विश्वा भुवनानि चाक्लृपे तस्मै रुद्राय नमो अस्त्वग्नये ॥

( अ. ७-८७-१ )

કરતાં મહાદેવ એના હાથ છે એમ કહ્યું છે. (૯-૭-૭)[1] અહિં મહાદેવ નામ છે એ ધ્યાનમાં રાખવાનું છે. એક સૂક્તમાં ભવ અને શર્વ એયને પશુપતિ અને ભૂતપતિ કહ્યા છે. (૧૧-૨-૧)[2] આ સૂક્તમાં શત રુદ્રીય પેઠે રુદ્રનું સર્વાત્મક વર્ણન કરી એને નમસ્કાર કર્યા છે. એજ સૂક્તમાં ગાય, ઘોડા, પુરૂષ, બકરો અને ઘેંટાં એ પાંચ પશુઓને ખાસ પશુપતિનાં પોતાનાં કહ્યાં છે. (૧૧-૨-૯)[3] પણ એ પછીનાજ મંત્રમાં ઋષિ કહે છે કે "ચારે દિશાઓ તારી છે, આકાશ તારૂં છે, પૃથ્વી તારી છે. હે ઉગ્ર, અન્તરિક્ષ તારૂં છે, જે કાંઇ પૃથિવી ઉપર જીવવાળું, શ્વાસ લે છે તે તારૂં છે." (૧૧-૨-૧૦)[4] એક મંત્રમાં રુદ્રને વરૂણની પેઠે સમુદ્રમાં રહેલા કહ્યા છે. "હે ભવ, તારે કાંઇ દૂર નથી, કાંઇ પાસે નથી. તું તરત બધાંને જોઇ લે છે, તું પહેલાંના સમુદ્રમાં રહીને દૂરના સમુદ્રમાં

---

१ मित्रश्च वरुणश्चांसौ त्वष्टा चार्यमा च दोषणी महादेवो बाहू ॥

(अ. ९-७-७)

२ भवाशर्वौ मृडतं माभियातं भूतपती पशुपती नमो वाम् ॥

(अ. ११-२-१)

३ चतुर्नमो अष्टकृत्वो भवाय दशकृत्वः पशुपते नमस्ते ।
तवेमे पंच पशवो विभक्ताः गावो अश्वाः पुरुषा अजावयः ॥

(अ. ११-२-९)

४ तव चतस्रः प्रदिशस्तव द्यौस्तव पृथिवी तवेदमुग्रोर्वन्तरिक्षम् ।
तवेदं सर्वमात्मन्वद् यत् प्राणत्पृथिवीमनु ॥ (अ. ११-२-१०)

રહેલાંને મારી નાખે છે." (૧૧-૨-૨૫)[1] "ભવ આકાશનો અને પૃથિવીનો રાજા છે તથા વિશાળ અન્તરિક્ષમાં વ્યાપક છે." (૧૧-૨-૨૭-)[2] "હે ભવ, હે રાજન્, યજમાનને સુખી કર, જે દેવો છે એમ શ્રદ્ધા રાખે છે એનાં બે પગવાળાં અને ચાર પગવાળાંને સુખી કર." (૧૧-૨-૨૮)[3] પોતાનાં માણસોને અને પશુઓને બચાવવાની, એના ઉપર ક્રોધ ન કરવાની ઋગ્વેદોક્ત પ્રાર્થના યજુર્વેદમાં અને અથર્વવેદમાં એગને એમ ઉતરી આવી છે અને વારંવાર એની પુનરાવૃત્તિ થાય છે. ઉપલા સૂક્તનો ઋષિ પણ "રોગ, વિષ અને વીજળી સાથે પોતાની પાસે ન આવવાની અને પોતાના સિવાય બીજે વીજળી પાડવાની રૂદ્રને" પ્રાર્થના કરે છે. (૧૧-૨-૨૬)[4] બીજા એક મંત્રમાં 'બધાં

---

१ न ते दूरं न परिष्ठास्ति ते भव सद्यः सर्वान्परिपश्यसि ।
भूमिं पूर्वस्माद्धंस्युत्तरस्मिन्समुद्रे ॥ (अ. ११-२-२५)

२ भवो दिवो भव ईशे पृथिव्या भव आपप्र उर्वन्तरिक्षम् ॥
(अ. ११-२-२७)

३ भव राजन् यजमानाय मृड पशूनां हि पशुपतिर्बभूथ ।
यः श्रद्दधाति सन्ति देवा इति चतुष्पदे द्विपदेऽस्य मृड ॥
(अ. ११-२-२८)

४ मा नो रुद्र तक्मना मा विषेण मा नः सं स्रा दिव्येनाग्निना ।
अन्यत्रास्मद् विद्युतं पातयैताम् ॥ (अ. ११-२-२६)

નક્ષત્રો અને ચન્દ્ર રુદ્રના તાબામાં છે ' એમ કહ્યું છે. (૧૩-૪-૨૮)[1] અથર્વ વેદના ૧૫ મા કાણ્ડમાં ભવ, શર્વ, પશુપતિ વગેરેનાં રાજ્યોનું જરા વિચિત્ર વર્ણન છે. એમાં કહ્યું છે કે " દેવોએ બાણાવળી ભવને પ્રાચી દિશાનો અધિષ્ઠાતા કર્યો, શર્વને દક્ષિણ દિશાનો, પશુપતિને પશ્ચિમ દિશાનો, ઉગ્રને ઉત્તર દિશાનો, રુદ્રને ધ્રુવ (નીચેની) દિશાનો, મહાદેવને ઊર્ધ્વ દિશાનો અને સર્વ અન્તર્દિશાઓનો ઇશાનને અધિષ્ઠાતા કર્યો." (૧૫-૫)[2] રુદ્રનાં જુદાં જુદાં નામની વ્યુત્પત્તિ બતાવતાં અથર્વવેદ કહે છે કે " તે (બ્રહ્મ) વધ્યું, મહાન થયું, તે મહાદેવ થયો. તેણે દેવોનું ઇશત્વ પ્રાપ્ત કર્યું, તે ઇશાન થયો." (૧૫-૧-૪,૫)[3] " એનું પેટ નીલ છે અને પૃષ્ઠ લોહિત છે. તે નીલથી અપ્રિય ભ્રાતૃવ્યને હણે છે, અને લોહિતથી દ્વેષ કરનારને વીંધે છે એમ બ્રહ્મવાદીઓ કહે છે." (૧૫-૧-૮)[4]

અથર્વવેદમાંથી કરેલા ઉપલા ઉતારાઓ વડે એ વખતમાં રુદ્ર શિવની ભાવના કેવી હતી એ સમજાશે. એ વેદમાં બીજા ઘણા

---

૧ तस्यामु सर्वा नक्षत्रा वशे चन्द्रमसा सह ॥ ( अ. १३-४-२८ )

२ तस्मै प्राच्या दिशो अन्तर्देशाद् भवमिष्वासमनुष्ठातारमकुर्वन् । ( अ. १५-५-१ )

३ सोऽवर्धत महानभवत् स महादेवोऽभवत् ॥ ( अ. १५-१-४ )
स देवानामीशां पर्यैत् स ईशानोऽभवत ॥ ( अ. १५-१-५ )

४ नीलमस्योदरं लोहितं पृष्ठम् । नीलेनैवाप्रियं भ्रातृव्यं प्रोर्णोति लोहितेन द्विषन्तं विध्यतीति ब्रह्मवादिनो वदन्ति ॥ ( अ. १५-१-७,८ )

રુદ્ર શિવપર મંત્રો છે. પણ એમાં મુખ્ય વાત એની એજ હોવાથી અહિં ઉતાર્યા નથી. હવે બ્રાહ્મણો જોઇએ.

શતપથ બ્રાહ્મણ (૬-૧-૩-૭) માં અને કૌષીતકી બ્રાહ્મણ (૬-૧-૧-૯) માં રુદ્રને ઉષાનો પુત્ર કહ્યો છે અને એ જન્મ્યા પછી એને પ્રજાપતિએ, ભવ, શર્વ, પશુપતિ, ઉગ્ર, રુદ્ર, મહાદેવ, ઇશાન અને અશની, (વીજળી) એ આઠ નામો આપ્યાનો ઉલ્લેખ છે. એમાંનાં પહેલાં ૭ તો અથર્વવેદના ઉપલા (૧૫-૫) ઉતારામાં છે. અહિં એ જોવા જેવું છે કે અથર્વવેદમાં ઉપલા સાતને જુદા જુદા દેવો ગણ્યા હોય એવું વર્ણન છે જ્યારે બ્રાહ્મણમાં એકજ દેવનાં નામ માન્યાં છે. આ ઉપરથી એમ લાગે છે કે જેમ એકજ સૂર્યદેવની વિવિધ શક્તિઓ તરફ જુદી જુદી દૃષ્ટિથી જોઇને, સવિતા, સૂર્ય, મિત્ર, પૂષન્ વગેરે જુદા જુદા દેવો માન્યા છે; તેમજ રુદ્રની ભિન્ન ભિન્ન વિનાશક તથા કલ્યાણકારી શકિતઓ અને પ્રવૃત્તિઓ જોઇને શર્વ વગેરે જુદા જુદા દેવો કલ્પાયા. પછી બ્રાહ્મણ કાળમાં વેદના વિવિધ દેવોનો જે વૃત્તિથી સંયોગ થતો જતો હતો તે વૃત્તિની અસરથી એ આઠ દેવોની, વેદ કાળમાં જે અનેકતામાં ઝાંખી એકતા હતી તે ખીલીને માત્ર આઠ નામવાળા એકજ દેવ રહ્યા. આ દેવનાં આઠ નામમાંનાં ચાર નામ શર્વ, ઉગ્ર, રુદ્ર અને અશની વિનાશક શક્તિ સૂચક છે અને ચાર ભવ, પશુપતિ, મહાદેવ અને ઇશાન કલ્યાણશકિત સૂચક છે. આ રીતે ઋગ્વેદના રુદ્ર યજુર્વેદના અને અથર્વવેદના વખતમાં ઇશાન પદને પ્રાપ્ત કરે છે. એને અનુસરી એનું અનેકધા ઐશ્વર્ય

અને એના અનેક કલ્યાણ ગુણો વર્ણવાયા છે. આ રીતે રુદ્રમાં ઇશાનત્વ અને શિવત્વની ભાવના થયા છતાં એનું રુદ્રત્વ ભૂલાયું નથી. ઘણાં ખરાં ગૃહ્યસૂત્રોમાં શૂલગ્વ નામના સત્રનું વર્ણન મળે છે. રુદ્રને શાન્ત કરવા માટે એક બળદનું બલિદાન આપવાનો, ( જુઓ आश्वलायन गृह्यसूत्र ૪-૯ ) આ યજ્ઞ ગામની બહાર કરવાનો અને એનું શેષ ગામમાં પાછું ન લઇ આવવાનો વિધિ છે. આ વિધિ એ યજ્ઞ અમંગળ હોવાનું સૂચન કરે છે, રુદ્ર માટે વપાનો હોમ કરતાં રુદ્રનાં જે બાર નામો બોલવાનું ગૃહ્યસૂત્ર કહે છે, તેમાં ઉપરનાં અશનિ સિવાયનાં ૭ નામો છે અને હર, મૃડ, શિવ, ભીમ અને શંકર એ પાંચ નવાં ઉમેર્યાં છે અથવા તો વપા હોમતાં શિવનાં મુખ્ય છ નામો કે એકજ રુદ્ર નામ બોલવાનો પણ વિકલ્પ છે. આ શૂલગ્વ યજ્ઞ, પશુ રોગને દૂર કરવા માટે ગાયોના રહેવાના સ્થાનમાં કરવાનો રિવાજ હતો. બીજા એક ગૃહ્યસૂત્રમાં ઉપલાં આઠ નામો સાથે અગ્નિનું નામ બોલીને વપા હોમવાનું કહ્યું છે. આ યજ્ઞમાં ઇન્દ્રાણી, રુદ્રાણી, શર્વાણી અને ભવાનીને પણ બલિદાનો આપવાનો વિધિ છે. હિરણ્યકેશી ગૃહ્યસૂત્ર ( ૨ ૩-૮ ) માં ઉપરોક્ત નામોમાં અશનિને બદલે ભીમ છે અને શિવ પત્નીને બલિ અર્પણ કરતાં ભવાની વગેરે નામો નથી પણ ' ભવ દેવની પત્ની માટે સ્વાહા " એમ શબ્દો છે.

પારસ્કર ગૃહ્યસૂત્ર ( ૩-૧૫ ) માં, માર્ગે જતાં, ચૌટામાં જતાં, નદી ઓળંગતાં, વહાણમાં બેસતાં, અરણ્યમાં પેસતાં, પર્વત ઉપર ચડતાં, શ્મશાન, ગોશાળા કે એવી બીજી જગ્યાઓ પાસેથી નીકળતાં રુદ્રને નમસ્કાર કરવાનું કહ્યું છે.

એજ રીતે હિરણ્યકેશી સૂત્ર (૧-૫-૧૬) માં લખ્યું છે કે ચૌટામાં જતાં, સર્પો આડા ઉતરે ત્યારે, નદી ઉતરવાં, વિચિત્ર દ્રશ્ય જોતાં, યજ્ઞ સ્થાન જોઇને અથવા મોટું અડાબીડ ઝાડ જોઇને માણસે સૂત્રોક્ત મંત્રનો પાઠ કરીને રુદ્રનું સ્મરણ કરવું.

ઉપરોક્ત સૂત્રોના ઉતારાઓ ઉપર વિચાર કરવાથી સ્પષ્ટ દેખાશે કે સૂત્રકારોના સમયમાં વિદ્વાનોના ચિત્તમાં રૂદ્રનું રૂદ્રત્વ શિવત્વ કરતાં વધારે રમી રહ્યું હતું. ઘરથી-ગામથી દૂર, ખેતરો ઉપર, જંગલો ઉપર, શ્મશાનો ઉપર, પર્વતો ઉપર, જૂનાં ઝાડો ઉપર અને નદીઓ ઉપર સત્તા ભોગવતા એ દેવને કલ્પ્યા છે. જ્યારે માણસને કાંઇ ભય લાગે ત્યારે રક્ષા માટે પ્રાર્થના કરવા યોગ્ય એ દેવને માન્યા છે. આજ કારણથી, મનુષ્ય સ્વભાવમાં રહેલી આ 'ભય ત્યાં પ્રીતિ' વૃત્તિના બળથી રૂદ્ર બીજા વૈદિક દેવોને પાછળ રાખીને સર્વવ્યાપક સર્વેશ્વર તરીકે મુખ્ય દેવ થઇ ગયા છે. ટુંકામાં, વિશ્વમાં ઉષા, પ્રકાશ, યૌવન, આરોગ્ય, જીવન વગેરે પદાર્થોથી આપણને આનંદ થાય છે; જ્યારે વાવાઝોડું, તોફાન, વીજળી, અરણ્ય, રોગ, મૃત્યુ વગેરેથી ભય થાય છે. હવે સ્નેહ, આનંદ, ભવ્યતા વગેરે ભાવો હૃદયમાં જાગીને જે દેવભક્તિનો પ્રવાહ ચાલ્યો તે, આપણે વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં જોયો. એથી બીજી રીતે ભય, અને ભયથી રક્ષાની ભિક્ષાના ભાવો હૃદયમાં પ્રગટ થતાં જે દેવભક્તિનો પ્રવાહ ચાલ્યો તેજ શૈવ ધર્મનો ઇતિહાસ અહીં ટુંકામાં કહ્યો છે.

બીજા દેશોમાં એકજ દેવને એના ભક્તો ચાહે છે તથા એથી બ્હીયે છે. આ દેશમાં વિષ્ણુને ચાહે છે અને રૂદ્ર શિવથી બ્હીયે

છે. વસ્તુતઃ તો એકજ દેવ છે, માત્ર એનું સ્નેહોત્પાદક સ્વરૂપ એ વિષ્ણુ અને ભયોત્પાદક એ રુદ્ર. આ ઐક્ય પણ છેક વેદમાં ગાયું છે "એકજ સત્‌ને વિપ્રો જુદી જુદી રીતે કહે છે."

---

## શ્વેતાશ્વતર અને અથર્વશિરઃ ઉપનિષદો.

રુદ્ર–શિવ સંબંધી વૈદિક વિચારોનું ટુંકું અવલોકન કરતાં એ પ્રાચીન સમયમાં રુદ્રભક્તિ કેવી ભાવનાથી ઉદ્‌ભવી હતી એ આપણે જોયું. હવે જે ઔપનિષદ સમયમાં આ દેશના વાતાવરણમાં તત્ત્વજ્ઞાનનો પૂર્ણ વિકાસ થઇ રહ્યો હતો અને દેવ ભાવના ઉચ્ચતમ તથા સૂક્ષ્મતમ કોટિએ પહોંચી હતી એ સમયમાં રુદ્રભક્તિની કેવી સ્થિતિ હતી એ જોઇએ. બીજાં ઉપનિષદોમાં રુદ્ર ભક્તિની ઝાઝી વાત નથી. માત્ર બે ઉપનિષદોમાં છે. શ્વેતાશ્વતર અને અથર્વશિરઃ. આમાંથી અથર્વશિરઃ વધારે અર્વાચીન છે અને એના ઉપર શૈવ સંપ્રદાયની પણ કાંઇક છાયા હોય એવું દેખાય છે. એટલે શુદ્ધ ઔપનિષદ સાહિત્યમાં એને ગણવું કે નહિં એ શંકાસ્પદ છે. શ્વેતાશ્વતર જૂનું ઉપનિષદ્ છે. ભગવાન શંકરાચાર્યે એમાંથી ઉતારા કર્યા છે. એ સંપૂર્ણ રીતે બીજાં ઉપનિષદો જેવું છે. છતાં એમાં, જે સ્થાન બીજાં ઉપનિષદોમાં બ્રહ્મને મળેલું છે તે સ્થાન એ વખતે લોકસમૂહમાં પ્રત્યક્ષ પૂજાતા રુદ્ર–શિવને મળેલું છે. બીજા શબ્દોમાં, રૂદ્ર શિવ નામથી બ્રહ્મનું વર્ણન એનો સૃષ્ટિ તથા જીવ સાથેનો ભેદાભેદવાળો સંબંધ અને એ પ્રાપ્ત કરવા માટે માત્ર જ્ઞાનનોજ ઉપાય ન બતાવતાં જ્ઞાન સાથે

યોગ અને ભક્તિનો પણ ઉપદેશ એટલું શ્વેતાશ્વતરમાં વિશેષ છે. ટુંકામાં વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં જે સ્થાન ભગવદ્‌ગીતાનું છે તે સ્થાન કંઇક અંશે શૈવ ધર્મના ઇતિહાસમાં શ્વેતાશ્વતરનું છે. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં પણ આ બે ગ્રન્થો લગભગ સમાન કાળના ને કેટલેક અંશે સમાન કક્ષાના છે. જો કે ગીતા ઘણી રીતે અપ્રતિમ ગ્રન્થ છે, એ ખરૂં પણ શ્વેતાશ્વતર ગીતા કરતાં સ્હેજ પ્રાચીનતર હશે. વળી શ્વેતાશ્વતરમાં ભક્તિનું સવિસ્તર નિરૂપણ નથી, અને ગીતા કાંઇ જૂના કાળમાં સાંપ્રદાયિક ગ્રન્થ નહોતો ગણાતો એટલે ભક્તિના વિચારો શૈવ ભક્તોએ પણ ઘણી વાર ગીતામાંથી લીધા છે.

બીજાં ઉપનિષદોથી જુદી રીતે શ્વેતાશ્વતર આખું એકજ ગ્રન્થરૂપ છે. એટલુંજ નહિં પણ એ શ્વેતાશ્વતર નામના એકજ ઋષિનો ગ્રન્થ હશે એમ લાગે છે. શ્વેતાશ્વતર કૃષ્ણ યજુર્વેદનું ઉપનિષદ્ છે. એમાં સાંખ્ય, યોગ, ધ્યાન અને ભક્તિ સાથે તત્ત્વજ્ઞાનની વાતો છે.

આ ઉપનિષદ્‌માં ત્રણ પદાર્થો માન્યા છે. ઇશ્વર, જીવ અને પ્રકૃતિ. "બે સારી પાંખવાળાં મિત્ર પક્ષીઓ સમાન વૃક્ષ ઉપર વળગી રહ્યાં છે. એક સ્વાદવાળું ફળ ખાય છે; બીજું નથી ખાતું અને જોયા કરે છે." (૪-૬)[1] આ જૂનો મંત્ર ઉતારીને એ ઉપનિષદ્‌માં જીવ, ઇશ્વરનું વર્ણન કર્યું છે. આગળ કહે છે કે "એજ વૃક્ષ ઉપર રહેલો પુરૂષ અનીશપણાથી મોહ પામીને શોક

---

१ द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन्न्योऽभिचाकशीति ॥

કરે છે; પણ જ્યારે એ પુરૂષ બીજા ઇશને અને એના મહિમાને જુવે છે ત્યારે એનો શોક દૂર થાય છે." (૪-૭)[1] આ રીતે જીવ અને ઇશ્વરનું સ્વરૂપ અને ઇશના દર્શનથી તથા એના માહાત્મ્યના જ્ઞાનથી જીવની મુક્તિ સ્પષ્ટ કહ્યાં છે. આમાંનો પહેલો મંત્ર ઋગ્વેદ (૧-૧૬૪-૨૦) માં અને મુણ્ડકમાં છે અને બીજો મુણ્ડકમાંજ છે.

હવે જીવ અને પ્રકૃતિનો સંબંધ નીચે પ્રમાણે છે. "એક અજ (જીવ) એક લોહિત, શુકલ અને કૃષ્ણ અજા (સત્વ, રજ અને તમોગુણમય પ્રકૃતિ)ને સેવતો એની પાછળ રહે છે. આ અજા પોતા જેવી ઘણી પ્રજાને ઉત્પન્ન કરે છે; આ અજાને બીજો ભોગ ભોગવીને છોડી દે છે." (૪-૫)[2] આમાં પ્રકૃતિને તથા જીવને સ્પષ્ટ રીતે સાંખ્યમતાનુસાર માન્યાં છે. પ્રકૃતિ ત્રણ ગુણયુક્ત છે, જીવ પ્રકૃતિની પાછળ રહીને ભોગ ભોગવે છે અને ભોગ ભોગવાઇ રહેતાં પ્રકૃતિને જીવ તજી દે છે. પહેલા અધ્યાયના ૭ મા અને આઠમા મંત્રોમાં, પરમ ઇશ અને બદ્ધ જીવ, વચ્ચેનો ભેદ, ક્ષર અને અક્ષર શબ્દો દ્વારા, ઇશ અને અનીશ શબ્દો દ્વારા તથા જ્ઞ અને અજ્ઞ શબ્દો દ્વારા દર્શાવ્યો છે. ત્યાં પણ પ્રકૃતિને અજા કહી છે. આ અજા એજ પાછળના શૈવ માર્ગનો

१ समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥

२ अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।
अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥

પાશ, આ જ્ઞ ઇશ એજ પશુપતિ અને અજ્ઞ જીવ એજ પશુ. શૈવ મતનાં ત્રણ તત્ત્વો શ્વેતાશ્વતરમાં પણ માન્યાં જણાય છે. પહેલા અધ્યાયના ૧૦ મા મંત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે "પ્રધાન ક્ષર છે, અમૃત (આત્મા) અક્ષર છે, અને એક દેવ હર, ક્ષર અને આત્મા ઉપર રાજ્ય કરે છે."[૧] વળી "દેવને જાણવાથી બધા પાશની હાનિ થાય છે." (૧-૧૧)[૨] "દેવને જાણી બધા પાશથી છુટી જાય છે." (૧-૮)[૩] એ મંત્રોમાં શૈવ ધર્મનો પાશ શબ્દ પ્રચલિત અર્થમાંજ વાપર્યો છે. ઉપરોક્ત ત્રણ પદાર્થને એક મંત્રમાં ત્રિવિધ બ્રહ્મ કહ્યું છે. "આ બધું ત્રિવિધ બ્રહ્મ કહ્યું છે; ભોક્તા, ભોગ્ય અને પ્રેરિતાને જાણ્યા પછી વધારે કાંઇ જાણવા યોગ્ય નથી રહેતું." (૧૨)[૪] આ પ્રેરિતા આ ઇશ દેવના "ધ્યાનથી, યોગથી અને એના તત્ત્વજ્ઞાનથી બધી માયા નિવૃત્ત થઇ જાય છે." (૧-૧૦) આ આત્મદર્શનનું સ્વરૂપ વર્ણવતાં કહે છે કે "જેમ તલમાં તેલ, દહીંમાં ઘી, નદીઓમાં પાણી અને અરણિમાં અગ્નિ છે, એજ રીતે જે સત્યથી અને તપથી જુવે છે તેને આત્મા આત્મામાં દેખાય

૧ क्षरं प्रधानममृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः ।
तस्याभिध्यानाद्योजनात्तत्त्वभावाद्भूयश्चान्ते विश्वमायानिवृत्तिः ॥

૨ ज्ञात्वा देवं सर्वपाशापहानिः ।

૩ ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ।

૪ एतज्ज्ञेयं नित्यमेवात्मसंस्थं नातः परं वेदितव्यं हि किंचित् ।
भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्म एतत् ॥

છે." ( ૧-૧૫ )[૧] ગીતાના ક્ષર, અક્ષર અને ઉત્તમ પુરૂષ સાથે ઉપરોકત ક્ષર, અક્ષર અને હરનું સામ્ય દેખાશે. ૯ થી ૧૨ મંત્રમાં કહેલાં ત્રણ તત્ત્વો—ત્રિવિધ બ્રહ્મનો રામાનુજ મતમાં સ્વીકાર કરેલો આપણે વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં જોયો છે અને એ કારણથી એ મતના ગ્રન્થોમાં આ મંત્રો ટાંકવામાં આવે છે.

શ્વેતાશ્વતરના બીજા અધ્યાયમાં શિવદર્શનના સાધન રૂપ યોગનું વર્ણન છે. જેમાં કેટલાક ઋગ્વેદના મંત્રો શરૂઆતમાં ઉતાર્યા છે. પછી યોગનું વિવેચન કરનારા શ્લોકો છે જેમાંના બે ચાર શ્લોકો જોવાથી એ ઔપનિષદ યોગનું સ્વરૂપ સમજાશે. "શરીરના ત્રણે ભાગને ઉન્નત અને સરખા રાખીને, અને મનથી ઇન્દ્રિયોને હૃદયમાં રોકીને, વિદ્વાને બ્રહ્મરૂપ હોડીથી બધા ભયાવહ પ્રવાહોને તરી જવા." ( ૨-૮ )[૨] "તે યોગ્ય ચેષ્ટા કરનારે ( યોગીએ ) પ્રાણોને પીડીને, પ્રાણ ક્ષીણ થઇ જતાં નાકથી શ્વાસ લેવો. ખરાબ ઘોડાવાળાં વાહન જેવાં આ મનને અપ્રમત્ત વિદ્વાને ધારણ કરવું-વશ રાખવું." ( ૨-૯ )[૩] "રેતી, અગ્નિ અને પથરા રહિત તેમજ શબ્દ, જલાશ્રય વગેરેથી મનને અનુકૂળ તેમજ આંખને ન પીડે

---

૧ तिलेषु तैलं दधिनीव सर्पिराप: स्रोत:स्वरणिषु चाग्नि: ।
एवमात्मात्मनि गृह्यतेऽसौ सत्येनैनं तपसायोऽनुपश्यति ॥

૨ त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा संनिरुध्य ।
ब्रह्मोडुपेन प्रतरेत विद्वान् स्रोतांसि सर्वाणि भयावहानि ॥

૩ प्राणान्प्रपीड्येह स युक्तचेष्ट: क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत ।
दुष्टाश्वयुक्तमिववाहमेनं विद्वान्मनो धारयेताप्रमत्त: ॥

એવા સરખા સપાટ, પવિત્ર અને અતિ પવન વગરના ગુફા જેવા સ્થાનમાં યોગ કરવો" (૨–૧૦)[1] યોગશાસ્ત્રમાં યોગીની વિભૂતિઓનું લાંબું વર્ણન હોય છે. આ ઉપનિષદ્ પણ કહે છે કે "યોગાગ્નિમય શરીર જેણે પ્રાપ્ત કર્યું છે તેને રોગ, વૃદ્ધાવસ્થા, કે મૃત્યુ નથી." (૨–૧૨)[2] તેમજ "યોગની શરૂઆતમાંજ લઘુતા, આરોગ્ય, અલોલુપતા, અને શરીરના રંગમાં અને અવાજમાં સુંદરતા થાય છે. શરીરમાંથી સુગંધ નીકળે છે તથા ઝાડો પેસાબ ઓછાં થાય છે.' (૨–૧૩)[3] છેવટ કહે છે કે "જ્યારે દીપ જેવા આત્મતત્ત્વથી, યોગી બ્રહ્મતત્ત્વને જુવે છે ત્યારે અજ, સર્વ તત્ત્વોથી વિશુદ્ધ અને ધ્રુવ દેવને જાણીને બધા પાશોથી છુટી જાય છે." (૨–૧૫)[4] 'જે દેવ અગ્નિમાં છે, જે પ્રાણીમાં છે, જે સર્વ ભુવનોમાં પ્રવેશ કરીને રહ્યો છે, જે ઔષધિઓમાં છે, જે વનસ્પતિઓમાં છે, તે દેવને નમસ્કાર છે, નમસ્કાર છે." (૨–૧૫)[5] આ છેલ્લા મંત્રમાં દેવની સર્વ વ્યાપકતા કહી છે.

---

१ समे शुचौ शर्करावन्हिवालकाविवर्जिते शब्दजलाश्रयादिभिः ।
मनोनुकुले न तु चक्षुर्पीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥

२ न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ।

३ लघुत्वमारोग्यमलोलुपत्वं वर्णप्रसादं स्वरसौष्ठवं च ।
गन्धः शुभो मूत्रपुरीषमल्पं योगप्रवृत्तिं प्रथमां वदन्ति ॥

४ यदात्मतत्त्वेन तु ब्रह्मतत्त्वं दीपोमेनेह युक्तः प्रपश्येत् ।
अजं ध्रुवं सर्वतत्त्वैर्विशुद्धं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥

५ यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश ।
य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥

ત્રીજા અધ્યાયમાં રૂદ્રનું નામ આવે છે. શરૂઆતમાં કહે છે કે "જે ઇશની (ઐશ્વર્ય-શક્તિઓ) થી સર્વ લોકો ઉપર રાજ્ય કરે છે જે ઉદ્ભવ અને સંભવમાં એકજ છે તેને જે જાણે છે તે અમૃત થઇ જાય છે." (૩-૧)[1] પછી કહે છે કે "જે આ લોકો ઉપર ઇશનીથી રાજ્ય કરે છે તે રૂદ્ર એકજ છે અને બીજાને તેઓ (વિદ્વાનો) ઓળખતા નથી." (૩-૨)[2] આ મંત્રમાં એકેશ્વર વાદ ચોખ્ખા શબ્દોમાં કહ્યો છે. ત્રીજો મંત્ર ઋગ્વેદ (૧૦-૮૧-૩) માંથી લીધેલો છે પછી કહે છે કે "જે દેવોનો પ્રભવ અને ઉદ્ભવ છે, જે વિશ્વનો અધિપ છે, જે મહર્ષિ રૂદ્રે પહેલાં હિરણ્યગર્ભને ઉત્પન્ન કર્યો છે તે અમને સારી બુદ્ધિ આપો." (૩-૪)[3] ૫-૬ મંત્ર શતરૂદ્રીમાંથી છે. સાતમા મંત્રમાં "સર્વ ભૂતોમાં ગૂઢ મહાન, પર બ્રહ્મ, સર્વને વીંટી વળેલ ઇશને જાણીને અમૃત થાય છે."[4] એમ કહ્યું છે.

તે પછીના ત્રણ મંત્રો સામાન્ય ઔપનિષદ પ્રકારના છે. પછીના મંત્રમાં શિવને સર્વભૂત ગુહાશય, સર્વવ્યાપી અને સર્વગત

---

१ य एको जालवानीशत ईशनीभिः सर्वांल्लोकानीशत ईशनीभिः ।
य एवैक उद्भवे संभवे च य एतद्विदुरमृतास्ते भवन्ति ॥

२ एको हि रुद्रो न द्वितीयाय तस्थुर्य इमांल्लोकानीशत ईशनीभिः ॥

३ यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः ।
हिरण्यगर्भं जनयामास प्रथमं स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥

४ ततः परं ब्रह्म परं बृहन्तं यथा निकायं सर्वभूतेषु गूढम् ।
विश्वस्यैकं परिवेष्टितारमीशं तं ज्ञात्वाऽमृता भवन्ति ॥

કહ્યા છે આ મંત્રમાં શિવને ભગવાન કહે છે. એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. ( ૩-૧૧ ) ૧૪ અને ૧૫ મંત્રો પુરૂષ સૂકતના પહેલા બે મંત્રો છે. ૧૬ અને ૧૭ મો અર્ધો ગીતાના ૧૩ મા અધ્યાયમાં છે. પછી છેવટ સુધીના મંત્રોમાં સામાન્ય ઔપનિષદ બ્રહ્મવાદ છે. આ અધ્યાયમાં શિવ માટે, શિવ, રૂદ્ર, ઇશાન, ગિરિત્ર ગિરીશ અને ભગવાન એટલાં નામો વપરાયાં છે.

ચોથા અધ્યાયમાંથી ત્રણ મંત્રોનો ઉલ્લેખ શરૂઆતમાં કર્યો છે. બીજા ત્રીજા મંત્રોમાં બ્રહ્મની સર્વમયતાનું વર્ણન છે. નવમા મંત્રમાં કહ્યું છે કે "આમાંથી માયી આ વિશ્વને સૃજે છે અને તેમાં બીજો (જીવ) માયાથી બંધાયો છે." ( ૪-૯ )[1] આ મંત્રમાં માયાથી ઇશ્વર સૃષ્ટિ રચે છે અને સૃષ્ટિમાં જીવ માયાથી બંધાયો છે એમ વિવક્ષિત લાગે છે. આગળ ચાલતાં કહે છે કે "માયાને પ્રકૃતિ જાણવી અને માયીને મહેશ્વર જાણવા; તેના અવયવ રૂપોથી આ આખું જગત્ વ્યાપ્ત છે." "જે એક જુદી જુદી યોનિનો અધિષ્ઠાતા છે, જેમાં આ બધું એકઠું થયું છે, જેમાંથી બધું છુટું પડે છે, તે વરદ, પૂજ્ય, ઇશાન દેવને જાણીને અત્યન્ત શાન્તિને ( જીવ ) પ્રાપ્ત કરે છે." ( ૪-૧૦, ૧૧ )[2] પછી ૧૩ મો મંત્ર ઋગ્વેદમાં

---

१ अस्मान्मायी सृजते विश्वमेतत् तस्मिंश्चान्यो मायया संनिरुद्धः ।

२ मायां तु प्रकृतिं विद्या न्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥
यो योनिं योनिमधितिष्ठत्येको
यस्मिन्निदं सं च वि चैति सर्वम् ।
तमीशानं वरदं देवमीड्यम्
नीचाय्येमां शान्तिमत्यन्तमेति ॥

( ઋ. ૧૦-૧૨૧-૩ ) થી છે. પછીના મંત્રોમાં "ઇશને વિશ્વનો સ્રષ્ટા, અનેક રૂપ, વિશ્વને વીંટી વળનાર, મહાત્મા, ભુવનોનો ગોપ્તા, વિશ્વાધિપ, સર્વ ભૂતોમાં ગૂઢ, વિશ્વકર્મા અને હમેશાં મનુષ્યોના હૃદયમાં રહેલો કહ્યો છે, અને એ શિવને જાણીનેજ જીવ અત્યન્ત શાન્તિ મેળવે છે, મૃત્યુના પાશને છેદી નાખે છે, સર્વ પાશથી મુકત થઇ જાય છે અને અમૃત થાય છે." ( ૪-૧૪ થી ૧૭ ) "જ્યારે ( સૃષ્ટિના આદિકાળમાં ) માત્ર અંધકારજ હતો, દિવસ કે રાત્રિ ન હતાં, સત્ કે અસત્ કાંઇ ન હતું ત્યારે કેવળ શિવજ હતા. તે અક્ષર છે, તે સવિતાનો વરેણ્ય પ્રકાશ છે, તેમાં પુરાણી પ્રજ્ઞા પ્રસરી છે. એને ઉંચે, નીચે કે મધ્યમાં પકડી શકયા નહિં જેનું નામ મહાન યશ છે તેના જેવું બીજું કાંઇ નથી." ( ૪-૧૮, ૧૯ )[1] આ મંત્રમાં પુરાણોમાં વર્ણવેલ શિવના જ્યોતિઃ સ્તમ્ભરૂપ લિંગનો બ્રહ્મા કે વિષ્ણુ છેડો જોઇ શકયા નહિં, એ વાતનુ બીજ છે. ૨૦ મા મંત્રમાં કહ્યું છે કે "આનું રૂપ દેખવામાં આવતું નથી, કોઇ એને આંખથી જોઇ શકતું નથી, હૃદયમાં રહેલા એને હૃદયથી, મનથી જે જાણે છે તે અમૃત થાય છે." "હે રૂદ્ર જે તારૂં દક્ષિણ મુખ છે તેનાથી મારી રક્ષા કરો" ( ૪-૨૧ )[2] ૨૨ મો

---

१ यदा तमस्तन्न दिवा रात्रिर्न सन्नचासच्छिव एव केवलः ।
तदक्षरं तत्सवितुर्वरेण्यं प्रज्ञा च तस्मात्प्रसृता पुराणी ॥
नैनमूर्ध्वं न तिर्यञ्चं न मध्ये परिजग्रभत् ।
न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः

२ न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा हृदिस्थं मनसा य एन मेवं विदुरमृतास्ते भवन्ति ॥

મંત્ર ઋગ્વેદ ( ઋ. ૧-૧૧૪-૮ ) માં તથા શત રૂદ્રીયમાં છે તેજ બાળક, ગાય, ઘોડા વગેરે ઉપર ક્રોધ ન કરવાની પ્રાર્થનાનો છે.

૫ મા અધ્યાયના પહેલા મંત્રમાં શરૂઆતમાં કહેલાં ત્રણ તત્ત્વોનું વર્ણન બીજા શબ્દોમાં કર્યું છે. "બ્રહ્મ પરાયણ અને અનન્ત એ અક્ષર ( તત્ત્વો ) છે, જેમાં વિદ્યા અને અવિદ્યા ગૂઢ રહ્યાં છે. અવિદ્યા ક્ષર છે; વિદ્યા અમૃત છે. વિદ્યા અને અવિદ્યા એય ઉપર જે રાજ્ય કરે છે તે બીજો ( ઇશ ) છે." ( ૫-૧ )[1] બીજા મંત્રમાં સર્વ યોનિના અધિષ્ઠાતા કપિલને જ્ઞાનથી પોષે છે એ રીતે કપિલની સ્તુતિ છે. પછીના કેટલાક મંત્રોમાં વિશ્વનું અધિષ્ઠાતાપણું, વિશ્વનું કારણપણું, ગુણોનું યોજકપણું, અને સર્વ પ્રકાશકપણું વર્ણવ્યું છે. આ પછી જીવનું વર્ણન કરતાં આ ઉપનિષદ કહે છે કે "જે ગુણોવાળો છે, જે ફળયુક્ત કર્મો કરે છે અને તેનાં ફળ ભોગવે છે, તે ત્રિગુણ, ત્રણ (સારો, ખરાબ, અને મધ્યમ) માર્ગે ચાલનાર, પ્રાણોનો રાજા વિશ્વરૂપ પોતાનાં કર્મોથી ફરે છે." ( ૫-૭ )[2] આ મંત્રમાં જીવને વિશ્વરૂપ કહ્યો છે તે એના અનેક જન્મોને ઉદ્દેશીને હશે. જીવનું સ્વરૂપ કહે છે. "અંગુષ્ઠ જેવડો, સૂર્ય જેવો, સંકલ્પ અને અહંકારવાળો, બીજો ( જીવ ) જે બુદ્ધિના ગુણથી અને પોતાના ગુણથી આરાના અગ્ર-

---

१ द्वे अक्षरे ब्रह्मपरे त्वनन्ते विद्याविद्ये निहिते यत्र गूढे ।
क्षरं त्वविद्या ह्यमृतं तु विद्या विद्याविद्ये ईशते यस्तु सोऽन्यः ॥

२ गुणान्वयो यः फलकर्मकर्ता कृतस्य तस्यैव स चोपभोक्ता ।
स विश्वरूपस्त्रिगुणास्त्रिवर्त्मा प्राणाधिपः संचरति स्वकर्मभिः ॥

ભાગ જેટલો છે; વળી વાળના અગ્રભાગનો સોમો ભાગ અને તેનો પાછો સોમો ભાગ જેટલો થાય તેટલો જીવ છે એમ જાણવું અને તેજ જીવ અનન્તપણાને પ્રાપ્ત થાય છે.” ( ૫-૮, ૯ )[૧] આમાં જીવની બ્રહ્મરૂપે અનન્તતા કહી છે એમ ભગવાન શંકરાચાર્ય કહે છે. પણ તે અનન્ત છે એટલે અમર છે એમ પણ અર્થ હોય. “ તે જીવ સ્ત્રી નથી પુરૂષ નથી, અને નપુંસકપણ નથી. જે જે શરીર ધારણ કરે છે તેવો તેવો થાય છે.” (૫-૧૦)[૨] “જીવ જુદાં જુદાં રૂપો પ્રાપ્ત કરે છે; સ્થૂલ, સૂક્ષ્મ, ઘણી જાતનાં રૂપો ( શરીરો ) જીવ પોતાના ગુણથી પસંદ કરે છે, અર્થાત્ પોતાની ક્રિયાના ગુણથી તેમજ આત્માના ગુણથી, છતાં એના સંયોગમાં કારણરૂપ બીજો છે.” ( ૫-૧૧, ૧૨ ). આટલે સુધી જીવનું સ્વરૂપ, એનો કર્માનુસાર પુનર્જન્મ, વગેરે વાતો કહી છેવટ શિવના જ્ઞાનથી જીવનો મોક્ષ, આ ઉપનિષદ્‌માં અનેક વખત જે રીતે કહ્યો છે તેજ રીતે કહે છે. ( જુઓ ૪-૧૪, ૧૬ ). છેલ્લા મંત્રમાં કહે છે “ ભાવગ્રાહ્ય, ભાવ અને અભાવ ( ઉત્પત્તિ અને લય ) કરનાર, દેવને જે જાણે છે તે શરીરને છોડી દીયે છે ” ( મુકત થાય છે. ) ( ૫-૧૪ ) આ મંત્રમાં

---

१ अंगुष्ठमात्रो रवितुल्यरूपः संकल्पाहंकारसमन्वितो यः ।
बुद्धेर्गुणेनात्मगुणेन चैव आराग्रमात्रोऽप्यपरोऽपि दृष्टः ।
बालाग्रशतभागस्य शतधाकल्पितस्य च ।
भागो जीवः स विज्ञेयः सचानन्त्याय कल्पते ॥

२ नैव स्त्री न पुमानेष न चैवायं नपुंसकः ।
यद्यच्छरीरमादत्ते तेन तेन स युज्यते ॥

ભાવગ્રાહ્ય શબ્દ છે એ ધ્યાનમાં રાખવા જેવો છે. ભાવથી સ્નેહમય ભક્તિથી શિવ ( દેવ ) પામવા યોગ્ય છે એ ભક્તિ માર્ગનો સિદ્ધાંત આ ઉપનિષદે સ્વીકાર્યો છે.

છેલ્લા અધ્યાયમાં સમગ્ર ઉપનિષદનો સાર ખેંચી ઉપસંહાર કર્યો છે. શરૂઆતમાંજ કહે છે કે "કોઇ સ્વભાવ કહે છે, મોહ પામેલા કોઇ કાળ કહે છે, પણ જેનાથી આ બ્રહ્મચક્ર ભમે છે તે આ દેવનો મહિમા છે" ( ૬-૧ )[1] સૃષ્ટિ સાથે ઇશના સંબંધને જોવાની આ રીત, ભક્તિમાર્ગની છે. એક મંત્રમાં કહે છે કે "તે સંયોગના નિમિત્તરૂપ, ત્રિકાલથીપર, અકલ જણાય છે તે પોતાના ચિત્તમાં રહેલા ભવરૂપ, પૂજ્ય, વિશ્વરૂપ દેવને પ્હેલાં ઉપાસવો." ( ૬-૫ )[2] આ મંત્રમાં વિશ્વરૂપ છતાં પોતાના ચિત્તમાં રહેલા દેવની ઉપાસના કરવાનું કહ્યું છે. ગીતાના સિદ્ધાંત સાથે એ ઘણું મળતું છે. છઠ્ઠા મંત્રમાં દેવને 'આત્મામાં રહેલા' કહ્યા છે. પછીના થોડા મંત્રો રમણીય છતાં ગંભીર અર્થ ભરેલા છે. "તે ઇશ્વરોના પરમ, મહેશ્વર, તે દેવોના પરમ દૈવત, તે સ્વામીઓના સ્વામી, પરથી પર, ભુવનોના ઇશ્વર પૂજ્યદેવને મેળવીએ."[3] (૬-૬) તેનું

---

१ स्वभावमेके कवयो वदन्ति कालं तथान्ये परिमुह्यमानाः ।
देवस्यैष महिमा तु लोके येनेदं भ्राम्यते ब्रह्मचक्रम् ॥

२ आदिः स संयोगनिमित्तहेतुः परस्त्रिकालादकलोऽपि दृष्टः ।
तं विश्वरूपं भवभूतमीड्यम् देवं स्वचित्तस्थमुपास्य पूर्वम् ॥

३ तमीश्वराणां परमं महेश्वरम् तं देवतानां परमं च दैवतम् ।
पतिं पतीनां परमं परस्ता द्विदाम देवं भुवनेशमीड्यम् ॥

કાર્ય ( શરીર ) નથી, તેને ઇંદ્રિયો નથી, તેના સમાન કોઇ નથી એનાથી વધારે કોઇ નથી. એની પરાશક્તિ વિવિધ દેખાય છે. અને એનામાં જ્ઞાન, બલ અને ક્રિયા સ્વાભાવિક છે. લોકમાં એનો કોઇ પતિ નથી, એના ઉપર કોઈ રાજ્ય કરનાર નથી, એનું કાંઇ ચિહ્ન નથી. તે કારણ છે, ઇંદ્રિયોના રાજાનો રાજા છે, એના ઉત્પાદક કે રાજા નથી." ( ૬–૭ થી ૯ ) સર્વ ભૂતોમાં ગૂઢ, સર્વવ્યાપી, સર્વ ભૂતોનો અન્તરાત્મા, કર્મોનો અધ્યક્ષ, સર્વ ભૂતોને રહેવાનું સ્થાન, કેવલ નિર્ગુણ, ચેતન અને સાક્ષી એકજ દેવ છે. નિત્યોનો નિત્ય, ચેતનોનો ચેતન જે એકજ ઘણાની ઇચ્છાઓને પૂરી કરે છે, તે કારણરૂપ સાંખ્ય અને યોગથી પ્રાપ્ત કરવા યોગ્ય દેવને જાણીને ( જીવ ) સર્વ પાશથી છુટી જાય છે. ત્યાં સૂર્ય પ્રકાશતો નથી, ચન્દ્ર અને તારાઓ પ્રકાશતા નથી, આ વીજળીઓ પ્રકાશતી નથી તો આ અગ્નિ તો ક્યાંથીજ હોય ? તે પ્રકાશકની પાછળ બીજું બધું પ્રકાશે છે, એના પ્રકાશથી આ બધું પ્રકાશે છે. આ ભુવનોની મધ્યમાં એકજ હંસ છે, તેજ અગ્નિ પાણીમાં રહ્યો છે, તેને જાણીને મૃત્યુને ( જીવ ) તરી જાય છે. મોક્ષ માટે બીજો માર્ગ નથી. તે વિશ્વનો કર્તા છે, વિશ્વનો જ્ઞાતા છે, સર્વજ્ઞ છે, કાલનો કાલ છે, ગુણી છે, પ્રધાન અને ક્ષેત્રજ્ઞનો સ્વામી છે, ગુણોનો ઇશ છે, અને સંસારના મોક્ષ, સ્થિતિ અને બન્ધનો કારણભૂત છે." (૬–૧૧થી ૧૬) " જે પ્હેલાં બ્રહ્માને બનાવે છે, જે તેને વેદો શીખવે છે, તે આત્મા અને બુદ્ધિના પ્રકાશક દેવને હું મુમુક્ષુ શરણે જાઉં છું. ( ૬–૧૭)[1]

---

1 यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥

"જ્યારે મનુષ્યો ચામડાં પેઠે આકાશને વીંટી શકશે ત્યારે દેવને જાણ્યા વગર દુઃખનો ક્ષય થશે."[1] (૬-૬) તપના પ્રભાવથી, અને દેવના પ્રસાદથી વિદ્વાન શ્વેતાશ્વરે બ્રહ્મને તે જાણીને પરમ પવિત્ર સત્યનો પરમહંસોને ઉપદેશ કર્યો." ( ૬-૨૧ )

છેલ્લા મંત્રમાં ભકિત શબ્દ નીચે પ્રમાણે વપરાયો છે. "જેનામાં દેવ ઉપર પરમ ભકિત છે અને જેવી દેવ ઉપર તેવી ગુરૂ ઉપર ભકિત છે તે મહાત્માને અહિં કહેલા અર્થો પ્રકાશે છે." (૬-૨૩)[2]

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ના આ સવિસ્તર અવલોકનથી એ ઉપનિષદ્‌નું શિવપરત્વ કેટલું છે એ સમજાશે; છતાં એટલું કહેવું પડશે કે આ ઉપનિષદ્ બીજાં ઉપનિષદો જેવું જ બ્રહ્મજ્ઞાન પરાયણ છે, એમાં બીજાં ઉપનિષદો પેઠેજ ઋગ્વેદના અને યજુર્વેદના મંત્રો ઉતર્યા છે. અન્ય ઉપનિષદોને મળતું બ્રહ્મ, જીવ, અને સૃષ્ટિનું વર્ણન તથા બ્રહ્મ પ્રાપ્તિ માટે જ્ઞાન, યોગ, ધ્યાન અને ઉપાસના એ ચારેયનો ઉપદેશ કર્યો છે. સાધનમાં આ રીતે ચારેયનો સમાવેશ કરવામાં આ ઉપનિષદ્ ગીતાને મળતું છે. એનું શિવપરત્વ એ ઇશ તત્ત્વ માટે શિવ રૂદ્ર, ઇશાન અને મહેશ્વર જેવાં નામો વાપરે છે તથા કવચિત્ વેદોકત ખાસ રૂદ્રદૈવત મંત્રો પઠે છે, એજ છે. બાકીના ઘણા ભાગમાં તો ઈશતત્ત્વ માટે સામાન્ય દેવ

---

१ यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।
तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥

२ यस्य देवे परा भक्तिः यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

શબ્દ વાપર્યો છે અને વર્ણન સર્વવ્યાપી પરમાત્માનું સામાન્ય છે. આ રીતે આ ઉપનિષદ્‌ને ખાસ શૈવ સંપ્રદાયી ઉપનિષદ્ ગણવાનું કારણ નથી. શંકરાચાર્યે અને રામાનુજાચાર્યે એને સંપ્રદાયાનુયાયી ન ગણીને પોતપોતાના મત માટે, યોગ્ય વચનો એમાંથી ઉતાર્યાં છે. છતાં એટલું ખરૂં કે આ ઉપનિષદ્ શૈવ ભક્તોમાં પ્રમાણરૂપ થઇ પડ્યું છે, અને એ મતના વિચારકો શૈવ તત્ત્વજ્ઞાનની ગુંચો આ ઉપનિષદ્‌ને અનુસરીને ઉકેલે છે.

અર્થાત્ ભક્તિના બે માર્ગોમાંથી એક-વૈષ્ણવ માર્ગ-ના મૂળમાં ભગવદ્‌ગીતા છે અને બીજા-શૈવ માર્ગ-ના મૂળમાં શ્વેતાશ્વતર ઉપનિષદ્ છે. અનેક રીતે આ પ્રતિષ્ઠાને એ યોગ્ય છે. ભગવદ્‌ગીતામાં આનો દોઢ મંત્ર છે. એ ઉપરથી આ ભગવદ્‌ગીતા પહેલાંનું ઇ. સ. પૂર્વે ૫૦૦ પહેલાંનું હોવાનો સંભવ છે.

રૂદ્રાણી—હમણાં સુધી શિવતત્ત્વનો આપણે જે વિચાર કર્યો તેમાં રુદ્રાણીનો વિચાર નથી આવ્યો. હવે એ વિચાર કરીએ. કેનોપનિષદ્‌માં ઉમા નામ આવે છે ત્યાં उमां हैमवतीं એ રીતે ઉમાને હૈમવતી-હિમવત્‌ની પુત્રી કહી છે. પાછળના સાહિત્યમાં શિવપત્ની પાર્વતીને હિમવત્‌ની પુત્રી ગણી છે. પણ કેનમાં કોઇ સ્થળે એને શિવપત્ની કહી નથી. ત્યાં તો માત્ર પરમતત્ત્વ—બ્રહ્મને ઓળખાવનાર સુંદર સ્ત્રીરૂપ કહી છે. શંકરાચાર્ય એને વિદ્યારૂપ ગણે છે. જો કેનોક્ત બ્રહ્મને શિવરૂપ માનીએ તો ઉમા એની પત્ની ઠરે, પણ કેનોક્ત વર્ણનમાં શિવનો બીલકુલ ઉલ્લેખ નથી. આ કેનોપનિષદ્ ઘણું કરી શ્વેતાશ્વતર કરતાં પ્રાચીન છે.

અથર્વશિરોપનિષદ્—શિવપરાયણ બીજું ઉપનિષદ્ અથર્વશિરોપનિષદ્ છે. એ દેખીતુંજ અર્વાચીન જણાય છે. એનો ટુંકો સાર નીચે પ્રમાણે છેઃ—દેવો સ્વર્ગમાં ગયા અને રુદ્રને પૂછ્યું કે તમે કોણ છો ? એણે જવાબ આપ્યો કે પોતે એકજ હતો, છે અને હશે. અને બીજું કાંઇ નથી. બધી દિશાઓમાં પોતેજ છે. પોતેજ ગાયત્રી છે, પોતેજ પુરૂષ છે, પોતેજ સ્ત્રી છે, પોતેજ સર્વ છે. આ પ્રમાણે વાત થયા પછી રૂદ્ર અદૃશ્ય થઇ જતાં દેવો રૂદ્રની પ્રાર્થના કરે છે કે જે રૂદ્ર છે, તે ભગવાન છે, એજ બ્રહ્મદેવ છે, એને નમસ્કાર છે. બીજા એક વાકયમાં કહે છે કે રૂદ્રજ વિષ્ણુ, મહેશ્વર, ઉમા, સ્કન્દ, વિનાયક, સૂર્ય, નક્ષત્ર વગેરે છે. પછી ઓંકારનું વર્ણન છે. એનું દેવત્વ લંબાણથી દર્શાવી છેવટ કહે છે કે એજ રૂદ્ર છે જે ઇશાન છે, ભગવાન છે, મહેશ્વર છે, મહાદેવ છે. પછી રૂદ્રનાં નામોની નિરૂક્તિ આવે છે. તે એકલોજ બધું સૃજે છે અને બધાંનો લય કરે છે માટે એ એકજ રૂદ્ર કહેવાય છે, એજ ઇશાન કહેવાય છે, કારણ કે એ ઇશાની શકિતઓથી રાજ્ય કરે છે. પછીના ચાર પાંચ મંત્રો શ્વેતાશ્વતરમાંથી ઉતાર્યા છે. આ પછીના ભાગનો સાર ટીકાકાર શંકરાનન્દે નીચે પ્રમાણે આપ્યો છેઃ—રૂદ્રના જ્ઞાન માટે માણસે સાત્વિક આહાર લેવો જોઇએ, શ્રવણ મનન કરવું જોઇએ, પરમહંસ કે એકાગ્ર ભકત થવું જોઇએ. એણે પાશુપત વ્રત લેવું જોઇએ. જેણે પાશુપત વ્રત લીધું હોય તેણે નીચે પ્રમાણે વર્તવું જોઇએ. લોભ અને ક્રોધનો ત્યાગ કરવો જોઇએ, ક્ષમા રાખવી જોઇએ, ઓંકારનો જપ કરવો જોઇએ અને જેમાંથી છેવટ સાક્ષાત્ જ્ઞાન થાય એવું ધ્યાન ધરવું જોઇએ. નીચેનો મંત્ર બોલીને રુદ્ર-

ભકને હમેશાં શરીર ઉપર ભસ્મ લગાડવી જોઇએ. "અગ્નિ ભસ્મ છે, જલ ભસ્મ છે, સ્થલ ભસ્મ છે, સર્વ ભસ્મ છે. આકાશ ભસ્મ છે મન, ચક્ષુ અને બીજી ઇન્દ્રિયો પણ ભસ્મ છે." પશુ અથવા જીવ જે પાશથી બંધાય છે તેમાંથી મુક્ત થવા માટે આ પ્રમાણે પાશુપત વ્રત લેવું જોઇએ. આ ઉપનિષદમાં આ સ્થળે વાપરેલો 'પશુ પાશ વિમોક્ષણ' શબ્દ ખાસ લક્ષમાં રાખવા જેવો છે. પાશુપત મતની પરિભાષાના આ શબ્દોના ઉપયોગ ઉપરથી તથા એકંદર વસ્તુ ઉપરથી આ ઉપનિષદ્ પાશુપત મતનુંજ જણાય છે. જો કે પાશુપત સંપ્રદાય નીકળ્યા પછીજ રચાયું હશે એમ કહી શકાતું નથી.

રુદ્રાક્ષ, બૃહજ્જાબાલોપનિષદ્, જાબાલ્યુપનિષદ્ વગેરે ઉપનિષદો અર્વાચીન છે અને પાશુપત સંપ્રદાયના પ્રચાર પછીનાં છે એટલે એનો ખાસ વિચાર કરવાની જરૂર નથી.

---

## મહાભારતમાં રુદ્ર–શિવ ભક્તિ.

પાશુપત સંપ્રદાયની ઉત્પત્તિ અને એના પ્રચારનો વિચાર કર્યા પહેલાં મહાભારતના વખતમાં રુદ્રશિવ પૂજાની સ્થિતિ કેવી હતી એ જોઇ લઇએ તથા લિંગ પૂજાનો વિચાર કરી લઇએ.

મહાભારતના વનપર્વમાં વ્યાસના ઉપદેશથી અર્જુન તપ કરવા માટે હિમાલયમાં જાય છે, ત્યાં તીવ્ર તપ આચરે છે અને એથી પ્રસન્ન થઇને શિવ કિરાત વેષે આવીને અર્જુન સાથે યુદ્ધ કર્યા પછી એને સાક્ષાત્ દર્શન આપે છે અને વરદાન માગવાનું કહે

છે. છેવટ અર્જુનના માગવા પ્રમાણે પાશુપતાસ્ત્ર, શિવ આપે છે. વગેરે કથા (૩૮ થી ૪૦ અધ્યાયમાં) છે. કવિ ભારવિએ આ કથામાંથી કિરાતાર્જુનીય નામનું મહા કાવ્ય કરીને આ કથાને અમર કરી છે.

ભીષ્મ પર્વમાં યુદ્ધના આરંભે કૃષ્ણ અર્જુનને દુર્ગા સ્તુતિ કરવાનું કહે છે અને અર્જુન દુર્ગાની સ્તુતિ કરે છે જેમાં દુર્ગાના ઉમા, સ્કન્દમાતા, કાત્યાયની, કરાલી વગેરે નામો આવે છે.

દ્રોણ પર્વમાં પાશુપતાસ્ત્રની પ્રાપ્તિની એક બીજી વાત છે. એમાં અર્જુનને તથા કૃષ્ણને સ્વપ્નમાં હિમાલયમાં ગયેલા વર્ણવ્યા છે; ત્યાં એ બેય શિવનાં દર્શન કરે છે, પછી નમસ્કારપૂર્વક શિવની પ્રાર્થના કરે છે. આ સ્તુતિમાં શિવને અજન્મા, અવિકારી અને વિશ્વ સ્રષ્ટા કહ્યા છે. શિવ પ્રસન્ન થતાં કૃષ્ણ અને અર્જુન એની પાસેથી પાશુપતાસ્ત્ર માગે છે. શિવ એને એક સરોવર બતાવીને એમાંથી અસ્ત્રો લઇ લેવાનું કહે છે. ત્યાં જતાં પહેલાં બે સર્પો દેખાય છે; જે પાછળથી ધનુષ્ય બાણરૂપ થઈ જાય છે.

સૌપ્તિક પર્વમાં અશ્વત્થામાએ શિવ ઉપર તપશ્ચર્યા કરીને તરવારથી પાંડવોના સૈન્યનો ઘાણ વાળી નાખ્યો અને છેવટ પોતાના પિતાનું માથું કાપી નાખનાર ધૃષ્ટદ્યુમ્નને પણ મારી નાખ્યો. એ કથા છે. આ પ્રસંગે યુધિષ્ઠિર કૃષ્ણને પૂછે છે કે "આ અશ્વત્થામા આમ કેમ કરી શકે છે?" એના જવાબમાં કૃષ્ણ કહે છે કે 'એ શંકરના તેજથી કરે છે.' એમ કહીને અશ્વત્થામા વિષે નીચેની વાત કહે છે. બ્રહ્મદેવે એક વખત શંકરને સૃષ્ટિ કરવાની ના પાડી, જેથી શંકર લાંબા વખત સુધી પાણી નીચે સંતાઇ રહ્યા. આથી લાંબા વખત

સુધી નવી સૃષ્ટિ ન થઇ એટલે બ્રહ્માએ નવા પ્રજાપતિ ઉત્પન્ન કર્યા. જેણે નવીજ જાતની સૃષ્ટિ કરી. આ નવાં પ્રાણીઓ ભૂખથી બહુ પીડાઇને પ્રજાપતિનેજ ખાવા ધાયાં; પ્રજાપતિ બ્રહ્મદેવને આશ્રયે ગયા એટલે બ્રહ્મદેવે આ પ્રાણીઓ માટે દ્વિવિધ આહાર ઉત્પન્ન કર્યો જેથી એ શાન્ત થયાં.

થોડા વખત પછી મહાદેવ પાણીમાંથી ઉઠયા અને જોયું તો નવાં પ્રાણીઓ ઉત્પન્ન થયાં હતાં અને વધ્યે જતાં હતાં. આ જોઇને પોતાનું ઉપસ્થ, હવે વધારે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની જરૂર નથી એમ જાણીને, શિવે કાપી નાંખ્યું; તે જમીનમાં ચોંટી ગયું. મહાદેવ આ પછી મુંજવત્ પર્વત ઉપર તપશ્ચર્યા કરવા ગયા.

વાયુપુરાણમાં પણ લગભગ આવીજ કથા છે ( અ. ૧૦ ) કે બ્રહ્મદેવે મહાદેવને સૃષ્ટિ કરવાનું કહ્યું; જેથી મહાદેવે સતીનું ચિંતન કરીને પોતાના જેવાંજ હજારો અમર પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં, આથી અપ્રસન્ન થઇને વધારે સૃષ્ટિ ન ઉત્પન્ન કરવાની ઇચ્છાથી પોતાનું લિંગ કાપી નાખી, યોગ સાધવા માંડયો, આ યોગને પાશુપત યોગ કહ્યો છે.

મહાભારતના સૌપ્તિક પર્વમાં રુદ્રની કથા કહેતાં કૃષ્ણ યુધિષ્ઠિરને કહે છે કે જ્યારે દેવોએ યજ્ઞમાં રૂદ્રને ભાગ ન આપ્યો ત્યારે મહાદેવે ગુસ્સે થઇને યજ્ઞનો નાશ કર્યો. આ જોઇને દેવોએ રૂદ્રનો ભાગ નિયત કર્યો અને એ પ્રસન્ન થયા. મહાભારતના અનુશાસન પર્વમાં પણ કૃષ્ણ રૂદ્રની કથા કહે છે. કૃષ્ણ કહે છે કે જાંબુવતીએ રૂક્મિણીને જેવો હતો એવો પુત્ર માગ્યો હતો અને એવા પુત્ર માટે

ઇચ્છા પ્રમાણે વર આપનાર મહાદેવનો આશ્રય પોતાને લેવો પડયો હતો. એ માટે પોતે હિમાલય તરફ જવા નીકળ્યા. રસ્તામાં ઉપમન્યુનો આશ્રમ આવ્યો.

આ ઉપમન્યુ શિવનાં કલ્યાણકર મહા કાર્યો વિષે કૃષ્ણ સાથે લાંબું સંભાષણ કરે છે. તપથી મહાદેવને પ્રસન્ન કરી વરદાન મેળવનારા અનેક ભક્તોનું વર્ણન કરે છે. આ ભક્તોમાં કેટલાક દૈત્યો પણ હતા. આ વરદાન મેળવનારાઓમાં એક શાકલ્ય હતા જેને મહાદેવે વર આપ્યો હતો કે એ ગ્રંથકાર થઇ અમર કીર્તિ પ્રાપ્ત કરશે અને એનો પુત્ર સૂત્રકાર થશે. આ શાકલ્ય ઋગ્સંહિતાના સંગ્રહકાર હશે ?

ઉપમન્યુ પોતે પણ પોતાની માતાના કહેવાથી શિવનું તપ કરવા મંડયા હતા. આ માતાએ શિવને દિગંબર અને નૃત્ય કરતા વર્ણવ્યા હતા. ઉપમન્યુ જ્યારે તપ કરતા હતા ત્યારે મહાદેવ એની પરીક્ષા કરવા માટે ઇન્દ્રનો વેશ લઇને એની પાસે આવ્યા, અને એને જુદાં જુદાં વરદાનો આપવા માંડયાં. પણ ઉપમન્યુએ કહ્યું કે "મારે તમારી પાસેથી કાંઇ વરદાન જોતું નથી. મારે તો શિવ પાસેથીજ વર લેવાની ઇચ્છા છે." વળી એણે કહ્યું કે "શિવની આજ્ઞા થતાં હું પતંગીયું કે ન્હાનો જન્તુ થઈશ, પણ ઇન્દ્રના વરદાનથી ત્રિલોકનો રાજા થવા ઇચ્છતો નથી."

આગળ ચાલતાં ઉપમન્યુ કહે છે કે જેનું લિંગ પૂજાય છે એવા તો એકજ દેવ મહાદેવ છે. મહાદેવ અને ઉમાજ સૃષ્ટિનાં ખરાં સૃજનાર છે કે જેનાં ચિન્હો સૃષ્ટિની ઉત્પત્તિનાં ચિન્હો છે. બીજા

દેવોનાં શંખ ચક્ર વગેરે ચિન્હો ઉત્પાદક ચિન્હો નથી. વળી ઉપમન્યુ કહે છે કે છેવટ મારા તપથી પ્રસન્ન થઇને જ્યારે શિવે મને દર્શન દીધાં ત્યારે શિવ ઉમા સહિત વૃષભારૂઢ હતા અને એની એક બાજુએ હંસવાહન બ્રહ્મા અને બીજી બાજુ ગરૂડ વાહન નારાયણ હતા.

ઉપમન્યુની સૂચનાથી કૃષ્ણે પણ દીર્ઘકાળ પર્યંત તપ કર્યું જેને અન્તે ઉમા સહિત મહેશ્વરે દર્શન આપ્યાં. જ્યારે મહાદેવે આઠ અને ઉમાએ બીજાં આઠ વરદાન આપ્યાં. વળી ઉમાએ કૃષ્ણને ૧૬૦૦૦ સ્ત્રીઓનું વરદાન આપ્યું. જાંબુવતી માટે જે પુત્રની ઇચ્છા કૃષ્ણને હતી તે પણ પૂર્ણ થઇ.

અહિં સુધી મહાભારતમાંથી જે ઉતારા કર્યા તે ઉપરથી મહાભારતના સમયમાં શિવ પૂજાનો કેવો પ્રચાર હતો એ સમજાશે. પુરાણોક્ત શિવકથાઓ પણ ઘણી ખરી પ્રચારમાં આવી ગઇ જણાય છે અને ટુંકામાં એમ કહી શકાય કે શૈવ પુરાણોમાં શિવનું જે સ્વરૂપ ચિત્ર્યું છે તેની મૂળ રેખાઓ મહાભારતના સમયમાંજ તૈયાર થઈ ગઇ હતી. મહાભારત ઉપરથી શિવનું સ્વરૂપ નીચે પ્રમાણે દેખાય છેઃ–ઉપનિષદોમાં જેને બ્રહ્મ–પરબ્રહ્મ કહે છે તેજ પરમેશ તત્ત્વને શિવભક્તો શિવ, મહેશ, મહાદેવ વગેરે નામથી ઓળખે છે પણ બ્રહ્મમાં વ્યક્તિત્વ નથી ત્યારે વિષ્ણુ શિવ વગેરે દેવોમાં એનું વ્યક્તિત્વ ચોક્કસ છે. વિષ્ણુનું વ્યક્તિત્વ, નારાયણ, વિષ્ણુ અને ઐતિહાસિક કૃષ્ણનાં વ્યક્તિત્વો મળીને કેવી રીતે બંધાયું એ "વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસ" માં જોયું છે. શિવનું વ્યક્તિત્વ ઐતિહાસિક મનુષ્યના સ્પર્શથી મુક્ત છે. એમાં વૈદિક રૂદ્ર-શિવનું વ્યક્તિત્વ પૌરાણિક આખ્યાનો દ્વારા ઉપબૃંહણ પામીને વિકસ્યું છે.

શિવનું વ્યક્તિત્વ—શિવ બલવાન, જલદી તપી જાય એવા પણ પાછા જલદી ખુશી થઇ જાય એવા ભોળા અને ઉદાર દેવ છે. જેને કાંઇ વરદાન જોતું હોય એણે શિવની ઉપાસના કરવી. શિવ ઉમા સાથે હિમાલય ઉપર રહે છે. એની પાસે અનેક ગણો છે. એને વૃષભનું વાહન છે. જ્યારે એણે સૃષ્ટિ રચવાનું છોડી દીધું ત્યારે યોગ કરવા માંડયો. શિવને દૈત્યો પણ વરની ઇચ્છાથી ભજતા. જૂના વખતમાં ઉપમન્યુ નામના મોટા શિવભક્ત થઇ ગયા હતા.

---

## લિંગ પૂજા.

શૈવ ધર્મમાં લિઙ્ગ પૂજા મુખ્ય છે. જો કે જૂના કાળમાં શિવની મૂર્તિઓ પણ પૂજાતી એમ પ્રાચીન કાળનાં એલાપુર, ધારાપુરી વગેરે ગુફાઓમાં શૈવ મંદિરો છે એ જોતાં જણાય છે. છતાં વર્તમાન કાળમાં લિંગ પૂજાજ લગભગ વ્યાપક છે અને છેક પ્રાચીન કાળમાં મહાભારતમાં પણ મૂર્તિપૂજા કરતાં લિઙ્ગ પૂજાનું માહાત્મ્ય વધારવાના પ્રયાસો દેખાય છે. અર્થાત મહાભારતના વખતમાં લિઙ્ગ પૂજાનો પ્રચાર હતો એટલુંજ નહિં પણ એ પ્રચાર નવો નવો શરૂ થયો હશે એમ અનુમાન થાય છે. કારણ કે લિઙ્ગ પૂજા વૈદિક સાહિત્યમાં નથી. શ્વેતાશ્વતર ઉપનિષદના ( ૪-૧૧ અને ૫-૨ ) એ મંત્રોમાં યોનિના અાધષ્ડાતા શિવને કહ્યા છે; ત્યાં લિઙ્ગ પૂજાનું સૂચન હોય તો ભલે પણ એથી વિશેષ સ્પષ્ટ નથી અને મહાભારતમાં એનું માહાત્મ્ય વધારવાનો પ્રયાસ થાય છે. હવે સ્વતંત્ર રીતે લિઙ્ગ પૂજાનો વિચાર કરીએ.

લિઙ્ગ પૂજા આર્યોમાં બહારથી આવી છે એમ માનવાનાં ઘણાં કારણો છે. ઋગ્વેદના બે મંત્રોમાં લિઙ્ગ પૂજાનો નીચે પ્રમાણે ઉલ્લેખ છે. એકમાં ઋષિ "જેનો દેવ 'શિશ્ન' છે તેઓ આવીને યજ્ઞને નુકસાન ન કરે" માટે ઇંદ્રની પ્રાર્થના કરે છે. (૭-૨૧-૫) અને બીજામાં "જેના દેવ શિશ્ન છે તેને મારી સો દરવાજાવાળા નગરની લક્ષ્મી ઇંદ્રે જીત્યાનો" (૧૦-૯૯-૩) ઉલ્લેખ છે. આ બે મંત્રોમાં સ્પષ્ટ રીતે લિંગ પૂજકોને આર્યોના શત્રુઓ ગણ્યા છે. હવે રૂદ્ર સંબંધી વૈદિક સાહિત્ય જે આપણે જોઇ ગયા તે ઉપરથી જો કે રૂદ્ર મૂળ મરૂત સાથે અગ્નિની ભાવનાનો વિકાસ હોય એવું દેખાય છે. પણ એ જંગલોના દેવનું જંગલીઓના લિઙ્ગ દેવ સાથે ઐક્ય બહુ સરળતાથી થઇ શકયું. ટુંકામાં રૂદ્રપૂજા ભલે આર્યોમાંજ વિકસી હો પણ લિઙ્ગ પૂજા તો અનાર્યો પાસેથી આર્યોમાં આવી છે અને તે પણ વૈદિક કાળ પછી આર્યોમાં આવી અને રૂદ્રપૂજા સાથે જોડાઇ ગઇ. રૂદ્રપૂજા સાથેજ જોડાવામાં ઉપર બતાવેલા સામ્ય સિવાય બીજું પણ કારણ હોય, રૂદ્રદેવની કેટલીક ભાવના વખતે અનાર્યો પાસેથી આવી હોય, અથવા રૂદ્રનું મૂળ અગ્નિ છે તેમ લિઙ્ગ પૂજામાં પણ કંઇક અગ્નિની ભાવના હોય. અસ્તુ.

લિઙ્ગ પૂજા પ્રાચીન કાળમાં દુનીઆના ઘણા ભાગના લોકોમાં સામાન્ય રીતે પ્રચારમાં હતી. ખાસ કરીને ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપર વસનારી કેટલીક જંગલી પ્રજાઓમાં લિંગ પૂજાનો જબરો પ્રચાર હતો. એજ રીતે આ દેશના અનાર્યોમાં પણ હોય તો એમાં આશ્ચર્ય નથી. સાક્ષાત્ ઉત્પાદક અવયવના ચિન્હની પૂજા તદ્દન સ્વાભાવિક છે. હવે આર્યોએ લિંગ પૂજા સ્વીકાર્યા પછી એનું સ્વરૂપ

કરી ગયું હશે. માત્ર સ્થૂલ ઉત્પાદક અવયવને પૂજનારી મનઃસ્થિતિમાં આર્યો ન હોતા. એટલે જેમ આર્યોએ રૂદ્રનું શિવત્વ વિકસાવ્યું તેમ લિંગ પૂજાની વ્યંજના પણ અનેકધા સૂક્ષ્મ કરી નાખી હશે. ઘણા શૈવો લિંગને વૈદિક સ્કમ્ભનું ચિહ્ન ગણે છે. વૈદિક મંત્રોમાં સ્કમ્ભનું વર્ણન એવું છે કે "સ્કમ્ભે પ્રજા ઉત્પન્ન કરતાં પૂર્ણ પુરૂષને ઉત્પન્ન કર્યો." વળી "સ્કમ્ભે આરંભમાં હિરણ્ય (જ્યોતિ) નો જગતમાં નિક્ષેપ કર્યો. જે હિરણ્યમાંથી હિરણ્યગર્ભ થયા. અને જે પાણીની વચ્ચે રહેલા તે હિરણ્યવેતસ (નેતર) ને જાણે છે તે ગુહ્ય પ્રજાપતિ છે." આ હિરણ્યવેતસ એજ સ્કમ્ભ અને 'સલિલમધ્ય' રહેલું હિરણ્યવેતસ એજ યોનિ વચ્ચે સ્થાપિત લિઙ્ગ એમ ઘટાવવું તદ્દન બંધ બેસે છે. જ્યોતિર્મય લિઙ્ગના છેડાઓ બ્રહ્મા અને વિષ્ણુ નથી જોઈ શકતા એમ જે પુરાણો વર્ણવે છે, તે પણ આ હિરણ્ય સ્કમ્ભનો વિસ્તાર હશે. આ રીતે જેમ રુદ્ર મૂળ અગ્નિની ભાવનાનો વિકાસ છે તેમજ લિંગ જ્યોતિઃસ્તમ્ભની ભાવનાનો વિકાસ હોવાનું શૈવ તત્ત્વજ્ઞો માને છે. એ માન્યતા સત્ય હોય તો રૂદ્ર પૂજા સાથે લિંગ પૂજા જોડાઈ જવાનું એક કારણ જડે છે.

લિઙ્ગ પૂજાનો કેટલાક અગ્નિ સાથે બીજી રીતે પણ સંબંધ બેસારે છે. આર્યોમાં અગ્નિના મૂળ ઉત્પાદક અરણિના બે કટકામાંથી અધરારણિ એ યોનિ અને ઉત્તરારણિ એ લિઙ્ગ એ રીતે કેટલાક અર્થ કરે છે. લિઙ્ગ હિરણ્ય સ્કમ્ભનું કે અરણિનું ગમે તેનું ચિહ્ન (મૂળ) હોય પણ ઘણા કાળથી એ આ દેશમાં રૂદ્ર-શિવ નામથી પરમ ઈશ તત્ત્વનાં ચિહ્ન તરીકે પૂજાય છે.

લિંગ પૂજાનો સમય—લિંગ પૂજા વૈદિક સાહિત્યમાં નથી એ જોયું છે. તે પછીના મહાભારતમાં લિંગ પૂજાની શરૂઆત દેખાય છે. પણ મહાભારતનો સમય ઘણો લાંબો છે. લિંગ પૂજા સંબંધી મહાભારતના ઉલ્લેખો પડેલા બીજા થરના નથી લાગતા. ત્રીજા કે ચોથા થરના હશે. અર્થાત્ ઇ. સ. ના આરંભની આસપાસમાં લિંગ પૂજા રૂદ્રપૂજા તરીકે આર્યોએ સ્વીકારી હશે. પણ આમ તર્કના આધારથી વિચાર ન કરતાં વધારે ચોક્કસ પ્રમાણો તપાસીએ. પાણિનિ ૫-૩-૯૯ સૂત્રના ભાષ્યમાં પતંજલી પૂજ્ય તરીકે શિવની પ્રકૃતિ અર્થાત્ મૂર્તિનો ઉલ્લેખ કરે છે. વળી વેમ કેડ-ફીસના સીક્કાઓમાં એક બાજુ ત્રિશૂલધારી શિવ ઉભા છે અને બીજી બાજુ નન્દી છે. અર્થાત પતંજલીના વખતમાં ( ઇ. સ. પૂર્વે ૧૫૦) અને કેડફીસ બીજા ( ઇ. સ. ૫૫ થી ઇ. સ. ૭૮ ) ના વખતમાં પતંજલી કહે છે તેમ શિવ, સ્કન્દ અને વિશાખની કીમતી ધાતુની મૂર્તિઓ પૂજાતી, અને એના ખાસ પૂજકો હતા. પણ આ ઉપરથી ઇ. સ. ૫૦ સુધી આ દેશમાં લિંગ પૂજા નહોતીજ થાતી એમ નથી ઠરતું. જૂનામાં જુનું લિંગ ભીટાના ખોદકામમાંથી નીકળેલું ‘ મુખલિંગ ’ છે. આ લિંગ ઉપર લેખ છે જેના અક્ષરો ઉપરથી એ ઇ. સ. પૂર્વે પહેલા શતકનો હશે એમ વજ્રા બેનરજી માને છે. (જુઓ Elements of Hindu Iconography Vol. II. P. 65.) બીજું જુનું લિંગ રેણી ગુણ્ટાથી છ માઇલ દૂર આવેલા ગુડીમલ્લમાં પરશુરામેશ્વરના મંદિરનું શિવલિંગ છે જે હજી પૂજાય છે; એ લિંગ લગભગ ભીટાનું સમકાલિન હશે એમ ગોપીનાથરાવ ધારે છે ( Ibid p. 69. ) આ લિંગ ઉપર

શિવની મૂર્તિ છે. આ બેય જૂનામાં જૂનાં લિંગની આકૃતિ કુદરતી ઉપસ્થને મળતી છે એ ખાસ જોવા જેવું છે. આ દાખલા ઉપરથી તેમજ માર્કંડેય, લિંગ, શિવપુરાણ, વિષ્ણુપુરાણ વગેરેમાં સ્પષ્ટ રીતે શિવને લિંગી કહ્યા છે અને એનું લિંગ (ઉત્પાદક અવયવ) પૂજાય છે, એવાં સ્પષ્ટ વચનો છે એ જોતાં મૂળ લિંગ પૂજા બીજી જંગલી પ્રજાઓની લિંગ પૂજા (Phallus worship) પેઠે કુદરતી ઉત્પાદક-અવયવના ચિન્હ તરીકે આ દેશની અનાર્ય પ્રજામાં ચાલી હશે તેમજ આર્યોએ સ્વીકાર્યા પછી એને સ્તમ્ભ કે અગ્નિ રૂપ રૂદ્રના ચિન્હ તરીકે માની હશે. લિંગ પૂજા આર્યોમાં દાખલ થયા પછી અમુક વખત સુધી તો રૂદ્રની મૂર્તિ અને લિંગ બેય પૂજાતાં હશે પણ પાછળથી મૂર્તિ પૂજા પ્રચારમાંથી નીકળી જઇને માત્ર લિંગ પૂજા જ રહી છે. આર્યોએ લિંગ પૂજા સ્વીકાર્યા પછી એને એવું આધ્યાત્મિક રૂપ આપી દીધું કે આજે એમાં અશ્લીલ ભાવનાની ગંધ કોઇને આવતી નથી. આ રીતે લિંગ પૂજાનો સ્વીકાર લગભગ ઇ. સ. ના આરંભની આસપાસ અથવા મહાભારતનો ત્રીજો થર રચાતો હતો ત્યારે થયો હશે એમ ઉપરોક્ત પ્રમાણોથી જણાય છે. (લિંગ પૂજાને અંગે લિંગ મૂર્તિઓના પ્રકારોનો વિષય ઘણો આકર્ષક છે પણ અહિ સ્થળસંકોચને લીધે છોડી દેવો પડે છે. સદ્દગત ગોપીનાથરાવે Elements of Hindu Iconography Vol. II. માં ૭૫ થી ૧૦૨ પાનાંમાં મૂર્તિઓનાં ચિત્રો સાથે આ વિષય સવિસ્તર ચર્ચ્યો છે.)

---

## જૂના કાળમાં શૈવ સંપ્રદાયનો ઉદ્ભવ.

ભગવાન્ પતંજલીએ શૈવ સંપ્રદાયનો ઉલ્લેખ કર્યો છે, જેના અનુયાયીઓને એ શિવ ભાગવત કહે છે. શિવને શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં ભગવાન કહ્યા છે એટલે એના ભકતોને ભાગવત કહી શકાય. પણ વિષ્ણુ ભકતો ભાગવત તરીકે વધારે પ્રસિદ્ધ હોવાથી શિવ ભકતોને પતંજલીએ શિવ ભાગવત કહ્યા જણાય છે. શિવ ભાગવતો પોતાના ઇષ્ટ દેવ શિવના ચિન્હ તરીકે હાથમાં ત્રિશૂળ-લોહનો ભાલો રાખતા એમ પતંજલી કહે છે. (જુઓ પાણિનિ ૫-૨-૭૬).

મહાભારતના નારાયણીય પર્વમાં પાંચ રાત્ર સાથે પાશુપત શાસ્ત્રનો પણ ઉલ્લેખ છે. ( શાન્તિ પર્વ અ. ૩૪૯ શ્લો. ૬૪ ) એજ અધ્યાયમાં આગળ જતાં બ્રહ્મદેવના પુત્ર ઉમાપતિ શિવ શ્રીકણ્ઠે પાશુપત શાસ્ત્રનો ઉપદેશ કર્યાનું કહ્યું છે. (શ્લો. ૬૭). જેમ ઋગ્વેદ વગેરે વિદ્યાઓ મહાભૂતનું નિઃશ્વસિત હોવાનું બૃહદારણ્યક કહે છે અને નારાયણે પાંચ રાત્રનો નારદને ઉપદેશ કર્યાનું નારાયણીય પર્વ કહે છે તેમજ પાશુપત શાસ્ત્રનો ઉપદેશ શિવે કર્યા વિષે સમજવાનું છે. પણ વાયુપુરાણ ( અ. ૨૩ ) લિંગ પુરાણ (અ. ૨૪) કૂર્મપુરાણ ( અ. ૫૩ ) અને શિવપુરાણ ( સંહિતા ૩ અ. ૫ ) વગેરે પુરાણોમાં મહેશ્વર કહે છે કે ૨૮ મા મહાયુગના કલિયુગમાં જ્યારે યાદવોમાં ઉત્તમ વાસુદેવનો જન્મ થશે ત્યારે હું પણ નકુલીશ્વર (લકુલીશ, લકુલી) બ્રહ્મચારી બ્રાહ્મણ રૂપે અવતાર લઇશ. આ અવતાર કાયાવતાર અથવા કાયાવરોહણ નામના સ્થળમાં થશે. ત્યારે મારે

કુશિક, ગર્ગ્ય, મિત્ર અને કૌરૂષ્ય નામના ચાર તપસ્વી, યોગી, વેદ-પારગ અને ઊર્ધ્વરેતા બ્રાહ્મણો શિષ્યો હશે. આ પાશુપતો શરીરે ભસ્મ ચોળીને માહેશ્વર યોગના આશ્રયથી રૂદ્ર લોકમાં જશે, પુરાણ વચનોનો આશય સ્પષ્ટ છે. હવે સાધારણ રીતે પાશુપત મત નકુલીશ પાશુપત કે લકુલીશ પાશુપત ઘણા કાળથી કહેવાય છે. આનો અર્થ નકુલીશે ઉપદેશેલો પાશુપત મત તે નકુલીશ પાશુપત મત એમ હોય તો, એ પાશુપત મતના ઉપદેશક આ પુરાણોકત શિવાવતાર રૂપ નકુલીશજ હોવા જોઇએ. હવે એના સમયનો વિચાર કરીએ.

એક લિંગજી પાસેના નાથના મન્દિરમાં એક જૂનો લેખ છે. જેમાં લખ્યું છે કે શિવ લકુલી રૂપે ભૃગકચ્છ દેશમાં અવતર્યા હતા. એના ઉપરોકત ચાર શિષ્યોનો પણ આ લેખમાં ઉલ્લેખ છે. આ લેખ વિ. સં. ૧૦૨૮ ( ઇ. સ. ૯૭૧ ) નો છે. ‘ સીન્ટ્રા ’ પ્રશસ્તિ નામથી ઓળખાતા બીજા એક લેખમાં કહ્યું છે કે શિવ ભટાર્ક શ્રી લકુલીશ રૂપે અવતર્યા હતા અને લાટ દેશમાં કાયાવરોહણમાં રહેતા હતા. એના ચાર શિષ્યો હતા. કુશિક, ગાર્ગ્ય, કૌરૂષ અને મૈત્રેય. આ ચારેય તીવ્ર પાશુપત વ્રત પાળવા માટે શિષ્ય રૂપે અવતર્યા હતા. એ ચારેયથી ચાર શાખાઓ ( પાશુપત મતની ) ચાલી. આ લેખ ઇ. સ. ૧૨૭૪ અને ૧૨૯૬ ની વચ્ચે લખાયો છે. ત્રીજા એક લેખમાં લકુલીશ મુનિનાથ ચિલ્લુક રૂપે પોતાનાં નામ અને ધર્મને જાળવી રાખવા માટે અવતર્યાનો ઉલ્લેખ છે. આ લેખ ઇ. સ. ૯૪૩ નો છે અને મહિસૂરમાં હેમાવતી પાસેથી મળ્યો છે. આ લેખો ઉપરથી જણાય છે કે પાશુપતાચાર્ય નકુલીશ્વર ઇ. સ.

૯૦૦ પહેલાં થઇ ગયા છે એટલુંજ નહિં પણ ઇ. સ. ૯૪૩ માં તો એનો મત ભૂલાવા માંડયાથી એનો જોરથી પ્રચાર કરવા માટે એ ફરી અવતર્યાની વાત ચાલી છે. અર્થાત્ દશમા શતક પહેલાં લાંબે વખતે એ થયા હોવા જોઇએ. કયારે એ ચોક્કસ કહેવાતું નથી. પણ વાયુપુરાણ જેવાં પ્રાચીનતર પુરાણોમાં પણ નકુલીશના અવતારની વાત છે. એટલે ઇ. સ. ત્રીજા ચોથા શતક પહેલાંના એમને માનીયે તો કાંઇ ખોટું નથી. હવે માધવ, સર્વ દર્શન સંગ્રહમાં પાશુપત મતના પ્રસંગમાં એ મતને નકુલીશ પાશુપત મત કહે છે અને નકુલીશના કોઇ ગ્રંથમાંથી ઉતારો કરતા હોય એવી રીતે થોડા શબ્દો ટાંકે છે. આ ઉપરથી એમ લાગે છે કે પાશુપત મતની રુદ્ર–શિવ પૂજા જૂના કાળથી ચાલી આવતી હશે પણ એનો સંપ્રદાય પહેલવહેલાં કોઇ લકુલીશ નામના માણસે ચલાવ્યો અને પછીથી એની ચાર શાખા ચાલી, જેના મૂળ ઉત્પાદકોને લકુલીશના શિષ્યો ગણ્યા છે. [1]લકુલીશના અવતારના પ્રસંગનાં પૌરાણિક

---

૧ આ લકુલીશની ઐતિહાસિકતા માટે પુરાણ વચનો અને એ પછી ઘણે કાળે લખાયેલા લેખોથી વધારે પ્રમાણ નથી, તેમ એનું ચરિત્ર પણ સવિસ્તર પ્રસિદ્ધ નથી. પણ લકુલીશની મૂર્તિઓ કેટલેક ઠેકાણે મળી આવી છે. (મૂર્તિઓ માટે જુઓ Annual Report of Archæological Survey of India 1906–7 p. 190–191.) એ ઉપરથી લકુલીશની પોતાની પૂજાનો મધ્યકાળમાં ઘણો પ્રચાર થયો હોય એમ જણાય છે. દાખલા તરીકે આબુની તળેટીમાં કાયાદ્રામાં લકુલીશની મૂર્તિઓ છે, કાશી વિશ્વેશ્વર મહાદેવ સામેના દ્વાર ઉપર લકુલીશની મૂર્તિ છે. આબુ ઉપર અચલેશ્વરમાં લકુલેશ્વરની મૂર્તિ છે, મારવાડમાં છોપતાનમાં અને નાનામાં છે. છોપ-

વાકયોમાં તો નકુલીશને વાસુદેવના સમકાલિન કહેવા માગ્યા છે. પણ એનો અર્થ પાશુપત મત પાંચરાત્રનો લગભગ સમકાલિન છે એમ કરીએ તો ઇ. સ. ના બીજા શતકમાં લકુલીશ કે નકુલીશે એ સંપ્રદાય ચલાવ્યો છે એમ સિદ્ધ થાય. નારાયણીય પર્વમાં પાંચરાત્ર સાથે પાશુપત શાસ્ત્રનો ઉલ્લેખ છે; પણ પતંજલીએ શિવ ભકતોને શિવ ભાગવત કહ્યા છે, પાશુપત કહ્યા નથી. એ સર્વ ઉપરથી પતંજલીના વખતમાં કે તે પછી તરતમાંજ અર્થાત્ ઇ. સ. પૂર્વે બીજા પહેલા શતકમાં પાશુપત મત ચાલ્યો જણાય છે. અને લગભગ એ અરસામાંજ લિંગ પૂજાનો પણ આર્યોએ સ્વીકાર કર્યો છે.

**પાશુપત મતનો પ્રચાર**—શૈવ મતોમાં જૂનામાં જુનો પાશુપત મત જણાય છે. શંકરાચાર્યે એનું ખંડન કર્યું છે. પણ ઘણા વખત સુધી સાહિત્યમાં તથા લેખોમાં શિવભકતો માટે પાશુપત કરતાં માહેશ્વર નામ વધારે વપરાયું દેખાય છે. કદાચ એમ પણ હોય કે શિવની પૌરાણિક ભકિત કરનારા પોતાને માહેશ્વર કહેવરાવવા ખુશી હોય, પણ પાશુપત મતના બધા નિયમો ન યે પાળતા હોય અસ્તુ. હવે કાળાનુક્રમમાં શિવ ભકિતનો પ્રચાર અવલોકીએ.

---

તાનના મન્દિરનો વિ. સ. ૧૩૬૫ માં ઉત્તમ રાશિના શિષ્ય ધર્મ રાશિએ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. પરમાર રાજા સોમસિંહના યુવરાજ કાન્હડ દેવે કોઇ લાકુલીશને દાન આપ્યાનો વિ: સ. ૧૨૯૦ ના નાનાના લેખમાં ઉલ્લેખ છે. ઉજ્જેનમાં લકુલીશની મૂર્તિ છે, મધ્ય પ્રાન્તમાં ચાંદા પાસે લાલ પેઠમાં છે, હદીયામાં લકુલીશની મૂર્તિ છે. મહિસૂરના લેખોનો ઉલ્લેખ ઉપર કર્યો છે. આ સર્વ ઉપરથી લકુલીશ પૂજા મારવાડથી આરંભી પૂર્વમાં ઉડીયા સુધી અને દક્ષિણમાં મહિસૂર સુધી પ્રસરી હતી એમ જણાય છે.

શિવમૂર્તિ, સ્કન્દમૂર્તિ તથા એનાં મન્દિરોનો તેમજ શિવ ભક્તોનો ઉલ્લેખ પતંજલીએ કર્યો છે એ તો કહ્યું છે. પછી કેડ-ફીસ બીજો પોતાના સીક્કા ઉપર પોતાને માહેશ્વર કહે છે તથા એની એક બાજુ ત્રિશુલધારી પુરૂષ ( શિવ )નું અને બીજી બાજુ નન્દીનું ચિન્હ રાખે છે. બીજા ત્રીજા શતકના ક્ષત્રપ રાજાઓનાં રુદ્રદામ, રુદ્રભૂતિ વગેરે નામો પણ શૈવ ધર્મના પ્રચારનાં સૂચક છે. સંસ્કૃત સાહિત્યમાં જોઇએ તો વૈશેષિક સૂત્રની ટીકાના અન્તમાં ટીકાકાર પ્રશસ્ત પાદ (ઇ. સ. નવમા શતક પ્હેલાં) કણાદને નમસ્કાર કરતાં એણે પોતાના યોગ અને આચારથી મહેશ્વરને પ્રસન્ન કર્યા પછી સૂત્રો લખ્યાં છે એમ કહે છે. વાત્સ્યાયનના ન્યાયભાષ્ય ઉપર ઉદ્યોત ટીકા લખનાર ભારદ્વાજ ( ચોથાથી સાતમું શતક ) ને ટીકામાં પાશુપતાચાર્ય કહ્યા છે. વરાહમિહિર (ઇ. સ ૪૯૯) કહે છે કે શમ્ભુની પ્રતિષ્ઠા કરનાર બ્રહ્મણો ભસ્મ ધારણ કરનારા હોવા જોઇએ; અર્થાત્ શૈવ હોવા જોઇએ.

ભીટા ( વીચ્છી ગ્રામ ) માં ગુપ્ત સમયની કેટલીક શૈવ મુદ્રાઓ મળી છે. ( ૧ કાલેશ્વર ( No. 14. ) ૨ શિવ લિંગ સાથે કાલંજર ભટ્ટારકની મુદ્રા ( સીલ No. 15.) ૩ ભદ્રેશ્વર (No. 17). જુઓ Archæological Survey Annual Report 1911–12 p. 49–50.)

ઇ. સ. છઠ્ઠા શતકના આરંભનો હુણ રાજા મિહિરકુલ શૈવ હતો. યવન (ગ્રીક) મીનેન્ડર બૈદ્ધ, તક્ષશિલાના યવન રાજાનો યવન દૂત વૈષ્ણવ, શકરાજા કેડફીસ શૈવ, તેમજ હુણ મિહિર

કુલ પણ શૈવ એ હકીકતો ઉપરથી એમ જણાય છે કે ઘણા પરદેશીઓ આ દેશમાં આવીને આ દેશનો બૌદ્ધ, વૈષ્ણવ કે શૈવ ધર્મ અંગિકાર કરતા.

હરિભદ્ર નામના એક જૈન ગ્રન્થકાર ષડ્દર્શન સમુચ્ચય નામના ગ્રન્થમાં ગૌતમ અને કણાદનાં શાસ્ત્રોને શૈવ સંપ્રદાયી કહે છે. ( પણ એના ટીકાકાર ગુણરત્નસૂરિ ૧૪ મું શતક) વૈશેષિકને પાશુપત અને ન્યાયને શૈવ કહે છે. આ ભૂલ હશે, કારણ કે નૈયાયિક ભારદ્વાજ તો ખાસ પાશુપતાચાર્ય ગણાય છે. ચીનાઇ મુસાફર હ્યુએન્ત્થ સીંગ પોતાની મુસાફરીના વર્ણનમાં ૧૨ વખત પાશુપતનો ઉલ્લેખ કરે છે. જાલંધર, અહિચ્છત્ર, મહેશ્વરપુર, કાશી વગેરે સ્થળોએ પાશુપત મતનો પ્રચાર હોવાની, જ્યાં પાશુપતો ભક્તિ કરતા હતા એવાં મન્દિરો કેટલેક સ્થળે હોવાની તથા કેટલાંક મન્દિરોમાંજ પાશુપતો રહેતા હોવાની એ વાત કરે છે. વળી કાશીમાં તો મહેશ્વરપૂજક, ભસ્મ અને જટાધારી ૧૦ હજાર સાધુઓ રહેતા હોવાનું એ કહે છે. આ જટાભસ્મધારી સાધુઓ તો હમણાંના જેવા વૈરાગીઓ હશે અને બાકીના શિવભકતો પાશુપત મતાનુયાયી ગૃહસ્થો હશે એમ લાગે છે. મહારાષ્ટ્રના પુલકેશી બીજાના ભત્રીજા નાગવર્ધન ( ઇ. સ. ૬૧૦ માં ગાદીએ બેઠો ) ના તામ્રપત્રમાં નાશિક જીલ્લાના ઇગતપુરી પાસે કપાલેશ્વર દેવની પૂજા માટે તથા એના મન્દિરમાં રહેતા મહાવ્રતી સાધુઓના નિર્વાહ માટે એક ગામ આપ્યાનો ઉલ્લેખ છે. આગળ ચાલતાં આપણે જોશું કે કાપાલિકો અથવા કાલમુખો મહાવ્રતી કહેવાતા. અર્થાત્ સાતમા શતકમાં મહારાષ્ટ્રમાં કાપાલિક સંપ્રદાય ચાલતો હોવાનું પ્રમાણ

છે. પછી રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ત્રીજાના કરહાદ દાનપત્રમાં રાજાએ શક ૮૮૦ ( ઇ. સ. ૯૫૮ ) માં વલ્કલેશ્વરના મઠના આચાર્ય ઇશાન શિવના શિષ્ય અને શિવસિદ્ધાન્તોના પૂર્ણ જ્ઞાતા ગંગશિવને એક ગામ આપ્યાનો લેખ છે. આ આચાર્ય અને એનો મઠ પાશુપત નહિ પણ શૈવ હશે. વિગ્રહ રાજના હર્ષશિલા લેખમાંથી નીચેની હકીકત મળે છે. કનોજના પ્રતિહાર નાગભટ્ટ બીજાના સામંત ગૂવક પહેલાએ પોતાના કુલદેવ હર્ષદેવનું મંદિર બંધાવ્યું. તે પછી ચોથા સિંહરાજે તે ઉપર સોનાનું ઈંડું ચણાવ્યું અને ૫ મા વિગ્રહરાજે એ મન્દિરને બે ગામ આપ્યાં તેમજ સિંહરાજ અને તેના ભાઇ વત્સરાજે મળી ૫ ગામ આપ્યાં હતાં.

આ મન્દિરના આચાર્યો-(૧) વિશ્વરૂપ જે પંચાર્થ લાકુલામ્નાયનો પંડિત હતો. (૨) એનો શિષ્ય પ્રશસ્ત જે પાશુપતાચાર્ય હતો, એનો શિષ્ય ભાવિરક્ત ( ઉર્ફે અલ્લટ ) ઇ. સ. ૧૦૨૭ માં ગુજરી ગયો. આ ભાવિરક્તનું વર્ણન ઉપલા લેખમાં નીચે પ્રમાણે કર્યું છે.

आजन्मब्रह्मचारी दिगमलवसनः संयतात्मा तपस्वी ।

श्रीहर्षाराधनैकव्यसनशुभमतिस्त्यक्तसंसारस्नेहः ॥

ઉપલું મન્દિર બંધાયાની તારિખ વિ. સ. ૧૦૧૩, શિલાલેખની તારિખ વિ. સ. ૧૦૩૦.

ઉપર ભાવિરક્તને આજન્મ બ્રહ્મચારી કહ્યા છે. પણ બ્રહ્મચર્ય પાશુપત આચાર્યો માટે આવશ્યક હોય એમ જણાતું નથી, કારણ કે ઘણા આચાર્યોની પત્નીઓનો ઉલ્લેખ મળે છે. ( જુઓ સીન્દ્રા પ્રશસ્તિ ). બાકી દિગંબરતા આવશ્યક નહિ પણ સાધારણ હશે, બીજા એક આચાર્ય ભવદ્યોતને પણ દિગંબર કહ્યા છે.

ઉપરના લેખો ઉપરથી તથા આગળ આપેલા કર્ણાટકના તેમજ બીજા લેખો ઉપરથી એમ જણાય છે કે પાશુપત શૈવ મત છેક ૧૨ મા ૧૩ મા શતક સુધી આ દેશમાં પ્રચલિત હતો. એના મઠો દેશમાં ઘણે સ્થળે હતા, આ મઠના પાશુપતાચાર્યોને દાનો મળ્યાના પુષ્કળ ઉલ્લેખો છે. પણ કોઇ પણ શૈવ મતના આચાર્યોનો માનથી જૂના, રૂઢ અને માન પાત્ર થઇ ગયેલા પાશુપત નામથી ઉલ્લેખ કરવાનો રિવાજ પડયો હોય એ પણ અસંભવિત નથી; શૈવ ધર્મના આદ્ય ઉપદેશક પશુપતિ હોવાથી સાધારણ રીતે શિવભક્તિનો કોઇ પણ માર્ગ પાશુપત કહી શકાય.

---

## પૌરાણિક શૈવ ધર્મ.

ઇ. સ. ૭ થી ૧૦ મા શતક સુધીમાં મૂળ પાશુપત સંપ્રદાયજ નહિં પણ કાલમુખ જેવા એના પેટા ભેદો પણ પ્રચારમાં આવી ગયા હતા એમ જણાય છે. છતાં અહિં એક વાત સ્પષ્ટ કરવાની જરૂર છે કે જેમ વૈષ્ણવ સંપ્રદાય ચાલવા માંડયા છતાં સંપ્રદાય બાહ્ય પૌરાણિક વૈષ્ણવ ભક્તિનો સામાન્ય લોકમાં ઘણો પ્રચાર હતો, તેમજ શૈવ સંપ્રદાયો શરૂ થયા છતાં સંપ્રદાય બાહ્ય પૌરાણિક શૈવ ધર્મ લોકમાં ઘણો પ્રચલિત હતો. ખરી રીતે જોઇએ તો એ મધ્ય કાળના હિન્દુઓનો મોટો ભાગ વિષ્ણુમન્દિરમાં જતો, શિવમન્દિરમાં પણ જતો, સૂર્યને પણ નમતો અને બૌદ્ધ તથા જૈન વિહારોમા પણ જતો. આ સ્થિતિનાં સૂચક થોડાં ઐતિહાસિક દૃષ્ટાંતો જોઇએ. કાદંબરીમાં બાણકવિએ તારાપીડના પ્રધાન શુક-

ન્માસને રક્તવસ્ત્ર ધારી પાશુપત સાધુઓ મળવા આવ્યાનું વર્ણન કર્યું છે. કાદંબરીમાંજ બીજી જગ્યાએ તારાપીડની રાણી વિલાસવતી કૃષ્ણ ચતુર્દશીએ મહાકાળનાં દર્શન કરવા ગયાનું વર્ણન છે. ભવભૂતિએ માલતી માધવના ત્રીજા અંકમાં કૃષ્ણ ચતુર્દશીને દિવસે માલતી શંકરનાં દર્શન કરવા ગયાનું વર્ણન કર્યું છે. દરેક મહિનાની કૃષ્ણ ચતુર્દશી આજ પણ શિવરાત્રી ગણાય છે અને માઘ માસની કૃષ્ણ ચતુર્દશી મહા શિવરાત્રી મનાય છે. હવે તારાપીડની રાણી વિલાસવતી, અને માલતી વગેરે પાત્રો, રક્તવસ્ત્રધારી સાધુઓના સંપ્રદાયનાંજ હતાં એમ કહેવાનો કવિઓનો આશય જણાતો નથી. અર્થાત્ રુદ્ર-શિવ વૈદિક દેવ હતા; પછી ભારતીય સમયમાં વિષ્ણુ અને શિવ વિશેષ લોકપ્રિય થયા. ત્યાર પછી તે તે દેવના સંપ્રદાયો ચાલ્યા. પણ જેઓને સંપ્રદાયના સખત નિયમો નહિં રૂચ્યા હોય અથવા સાંપ્રદાયિક તત્ત્વજ્ઞાન જેઓને માન્ય નહિં હોય; એવાઓ કોઇ પણ સંપ્રદાયને સ્વીકાર્યા વગર વિષ્ણુની તથા શિવની ભક્તિ કરતા હશે.

આ રીતે શિવભકતોના ત્રણ વર્ગો હતા એમ અનુમાન થાય છે. ૧ શૈવ સાધુઓ, ૨ શૈવ સંપ્રદાયાનુયાયી ગૃહસ્થો, અને સામાન્ય પૌરાણિક શિવભકતો. આ ત્રણ વર્ગ, અત્યારે પણ આપણા જનસમાજમાં દેખાય છે. આમાંનો ત્રીજો વર્ગ તો ઉપર કહ્યું તેમ શિવ અને વિષ્ણુ બેયને ભજતો હશે. કાલિદાસ, સુબન્ધુ, બાણ, શ્રીહર્ષ, ભટ્ટ નારાયણ, ભવભૂતિ વગેરે પ્રાચીન સંસ્કૃત કવિઓ ગ્રન્થારંભમાં શિવની સ્તુતિ કરે છે. પણ એ ઉપરથી એ શૈવ સંપ્રદાયાનુયાયી હશે એમ કહેવાતું નથી. ઘણું કરી પૌરાણિક ( ત્રીજા

પ્રકારના ) શિવભકતોજ એમને ગણવા જોઇએ. સુબંધુ, બાણ અને ભટ્ટ નારાયણ શિવ પેઠે વિષ્ણુની પણ સ્તુતિ કરે છે એ ઉપરથી ઉપલા અનુમાનને ટેકો મળે છે. જૂના ચાલુક્યોએ અને રાષ્ટ્રકૂટોએ બંધાવેલાં ઘણાં શૈવ મન્દિરો તથા એલાપુરની ગુફાનાં શિવ મન્દિરોમાં એ મન્દિરો શૈવ સંપ્રદાયાનુયાયી હતાં એમ ઠરાવે એવી કાંઇ નિશાની નથી. આ સર્વ સાહિત્યની, અને શિલ્પ તથા સ્થાપત્યની ઐતિહાસિક નિશાનીઓ ઇ. સ. પહેલા શતકથી શિવભક્તિનો બળવાન પ્રચાર સાબીત કરે છે અને ધારાપુરી, એલાપુરીની ગુફાઓના વખતમાં-૬ ઠ્ઠાથી આઠમા શતક સુધીમાં શિવધર્મ આ દેશમાં કેવો વ્યાપક અને કેટલો લોકપ્રિય હતો એ સ્પષ્ટ બતાવે છે. ધારાપુરીની મહેશ મૂર્તિ ( જે ત્રિમૂર્તિ કહેવાય છે ) શિલ્પકળાનો સર્વશ્રેષ્ઠ નમૂનો છે અને એલાપુરનું કૈલાસ મન્દિર સ્થાપત્યનો અદ્ભૂત પ્રકાર છે. બદામીમાં ભૂતનાથનું મન્દિર તથા પાતદકલમાં પાપનાથ અને વિરૂપાક્ષનાં આઠમા શતક જેટલા જૂના કાળનાં મન્દિરો પણ શિવ પૂજાની વ્યાપકતાનાં સૂચક છે. વળી એ બધું જોતાં શિવભકિતએ શિલ્પકળા અને સ્થાપત્યને કેવું ઉત્તેજન આપ્યું હતું એ સમજાય છે. છતાં એજ મન્દિરોમાં શિવ સાથે વિષ્ણુ અને બ્રહ્માની મૂર્તિઓ છે. વળી વિષ્ણુની પણ અતિ રમણીય મૂર્તિઓ આટલાજ જૂના કાળની મળે છે. અને એકજ ગુફામાં શિવ સાથે વિષ્ણુનાં મન્દિરો છે, આ સમગ્ર દર્શનથી એ વખતમાં આ દેશમાં અન્ય દ્વેષ વગરની પૌરાણિક સર્વગ્રાહી વિષ્ણુભકિત તથા શિવભકિત પ્રચલિત હતી એમ સમજાય છે.

---

# શિવપુરાણ.

શૈવ પુરાણોમાં શિવપુરાણ, સ્કન્દ પુરાણ અને લિંગ પુરાણ મુખ્ય છે. આ પુરાણોમાંથી કયું પ્રાચીનતર છે એ કહેવું કઠણ છે. પણ મહા શિવપુરાણ નામથી પ્રખ્યાત શિવપુરાણમાં પુરાણનાં સામાન્ય લક્ષણો હોવા ઉપરાંત પાશુપત સંપ્રદાય જેવા પ્રાચીન શૈવ સંપ્રદાયના તત્ત્વજ્ઞાન સાથે સામાન્ય શૈવ કથાઓ તથા શિવપૂજાનું સર્વ પ્રકારનું વર્ણન છે. માટે એનું વિહંગાવલોકન કરવાથી પૌરાણિક સમયમાં શિવ પૂજાની કેવી સ્થિતિ હતી એનો યથાર્થ ખ્યાલ આવી જશે.

આ પુરાણમાં કર્મ, યોગ, ઉપાસના અને જ્ઞાન એ ચારેય માર્ગની થોડી થોડી વાત છે. સૃષ્ટિની ઉત્પત્તિ, ભૂગોળ વર્ણન, વર્ણાશ્રમના ધર્મો, રાજાપ્રજાના ધર્મો, પ્રાચીન રાજવંશોની કથાઓ સ્ત્રીઓના ધર્મો વગેરે વિવિધ પૌરાણિક વિષયોના વર્ણન સાથે નીચેના ખાસ શૈવ વિષયોનું આ પુરાણમાં વર્ણન મળે છેઃ--

પાશુપત યોગ, શિવ પૂજાનો વિધિ, પાર્થિવ પૂજા, ભસ્મ માહાત્મ્ય, રૂદ્રાક્ષ માહાત્મ્ય, બીલીપત્રનું માહાત્મ્ય, શિવચરિત્ર, શિવ સ્વરૂપ ( પરમ તત્ત્વરૂપે ) વર્ણન, સતી ( દક્ષ કન્યા ) ચરિત્ર, પાર્વતી ચરિત્ર, કાર્તિકેય ચરિત્ર, ત્રિપુરાસુરાદિ દૈત્યોના વધની કથાઓ, ઉપમન્યુ વગેરે ભક્તોની કથાઓ, લિંગ માહાત્મ્ય, કાશી માહાત્મ્ય, બીજાં શિવ તીર્થોનું માહાત્મ્ય, શૈવ વ્રતોનું વર્ણન તથા માહાત્મ્ય, કૈલાસ માહાત્મ્ય, શિવ મંત્રનો જપ વિધિ, શિવના અવતારોનાં ચરિત્રો વગેરે લગભગ બધા શૈવ વિષયો છે. શિવ

પુરાણમાં જ્ઞાનસંહિતા, કૈલાસસંહિતા, સનત્કુમારસંહિતા, વાયુસંહિતા અને ધર્મસંહિતા એ રીતે છ સંહિતાઓ અને ૨૪ હજાર શ્લોકો છે. એટલે એ આખા ગ્રંથનો તો ટુંકામાં ટુંકો સાર આપવો પણ શક્ય નથી. જેથી શૈવ ધર્મનું પૌરાણિક કાળનું સ્વરૂપ બતાવે એવો થોડો ઉતારો અહિં કર્યો છે.

વાયુ સંહિતાના ઉત્તર ભાગના બીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ઉપમન્યુ પાસે જઇને પૂછે છે કે "મહારાજ પાર્વતીએ શંકરને જે કથા પૂછી તે મને કહો. પાશુપત વ્રત દિવ્ય વ્રત કેમ કહેવાયું? જીવને પશુ શા માટે કહે છે? અને તે કયા પાશથી બંધાય છે? અને તેમાંથી છૂટવું હોય તો કેમ છૂટાય?" આ પ્રશ્નોના ઉત્તરમાં ઉપમન્યુ કહે છે કે "બ્રહ્માથી માંડીને તમામ પ્રાણી સંસારને આધીન હોવાથી પશુ કહેવાય છે, તેનું પાલન શંકર કરે છે માટે તેને પતિ ગણેલા છે. આ બન્ને શબ્દો સાથે જોડીએ એટલે પશુપતિ થાય છે અને તેજ પશુપતિ તમામ પ્રાણી વર્ગને તથા પશુને રાગદ્વેષ વગેરે માયાના ગુણોથી બાંધે છે અને ઉપાસના કરનારા ભક્તોને છોડે છે. માયાથી થયેલાં જે ચોવીશ તત્ત્વો છે, તે બાંધનારા વિષયો છે; તેજ જીવને બાંધવામાં કામ લાગે છે. આ રીતે અખિલ માયાજાળ જગત્નું કાર્ય કર્યે જાય છે. પ્રથમ ઇશ્વરની આજ્ઞાથી પ્રકૃતિ બુદ્ધિને નીપજાવે છે અને તેનો પુરૂષ ઉપભોગ કરે છે." પછી બુદ્ધિથી અહંકાર વગેરે સૃષ્ટિક્રમ પૌરાણિક રીતે કહ્યો છે. પછી કહે છે કે "તમામ શંકરની આજ્ઞાને આધીન છે અને શંકર સઘળાંને અવકાશ આપે છે. શંકરની આજ્ઞામાં રહેલો પ્રાણ જુદાં જુદાં નામથી જગતને ધારણ કરે છે. શંકરની

આજ્ઞામાં રહેલો અગ્નિદેવ રસોઇ વગેરે કરે છે. ધર્મ શંકરની આજ્ઞાથી પાપી જીવને દુઃખી કરે છે અને પવિત્ર પ્રાણીઓને સુખી કરે છે. શંકર પોતે ત્રણ મૂર્તિ રૂપ થઈ જગત્‌નો વ્યવહાર ચલાવે છે. અર્થાત્ આદિત્ય, વસુ, રૂદ્ર, અશ્વિનીકુમાર, વાયુ, ઋષિઓ, ગંધર્વ, દેવતા, સિદ્ધ, જીવ, પશુ, પક્ષી, કીટ, સ્થાવર જંગમ સઘળી વસ્તુઓ, સાંગ ચાર વેદ, શાસ્ત્ર, મંત્ર, સ્તોત્ર, યજ્ઞ, કાલ, અગ્નિ અને તમામ ભુવનમંડળ અને તેની ઉપર રહેલાં તમામ આવરણો, ભૂત, ભવિષ્ય, વર્તમાન, વસ્તુ, દિશા, કળા અને કાષ્ઠા વગેરે જે કાંઈ જોવામાં આવે છે તે સઘળું શિવની આજ્ઞાને તાબે છે. જડ તથા ચેતન સઘળું તેને તાબે છે." ત્રીજા અધ્યાયમાં આ સર્વ પદાર્થની આજ્ઞાધીનતાના દાખલા તરીકે કેનોપનિષદ્‌વાળી કથા કહી છે. ચોથા અધ્યાયમાં શિવમૂર્તિઓ ગણાવતાં કહે છે કે "પરમાત્માની મૂર્તિથી આખું વિશ્વ વ્યાપ્ત છે. તેમાં પણ પાંચ મૂર્તિ મુખ્ય ગણાય છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, મહેશાન અને સદાશિવ. બીજી પાંચ મૂર્તિઓ નીચે પ્રમાણે છેઃ-ઇશાન, પુરૂષ, ઘોર, વામ અને સદાશિવ. આ સઘળી મૂર્તિઓમાં ઇશાનની મૂર્તિ મુખ્ય ગણાય છે તે માયાને ભોગવનાર જે જીવ તેમાં રહેલી છે. અર્થાત્ આ મૂર્તિ આત્માનો આશ્રય કરે છે. પુરૂષની મૂર્તિ માયા અને ગુણનો આશ્રય કરે છે, ધર્મ અને અષ્ટ અંગ સહિત બુદ્ધિ તત્ત્વમાં ઘોર મૂર્તિનો વાસ છે, વામદેવની મૂર્તિ અહંકારનો આશ્રય કરીને રહેલી છે અને પ્રકાશિત સદ્યો જાતની મૂર્તિ મનનો આશ્રય કરીને રહેલી છે. આ દેવની આઠ મૂર્તિઓ પણ ગણાય છે તે નીચે પ્રમાણે-શર્વ, રૂદ્ર, ઉગ્ર, ભીમ, પશુપતિ, ઇશાન અને મહાદેવ. આ મૂર્તિઓમાં

ક્રમવાર ભૂમિ, જલ, અગ્નિ, વાયુ, આકાશ, આત્મા, સૂર્ય અને ચંદ્ર રહેલ છે. આવી રીતે શંકરની આઠ મૂર્તિઓ ગણી છે તેમાં તમામ મૂર્તિનો સમાવેશ થાય છે. આટલા માટે વિદ્વાનો જગતને શિવરૂપ માને છે અને જેમ ઝાડના મૂળમાં પાણી રેડવાથી તે ડાળીઓને પોચે છે તેમજ શંકરના સેવનથી તમામનું સેવન થઇ જાય છે. પોતાના પુત્ર-પૌત્રાદિના રાજીપાથી જેમ પિતા ખુશી થાય છે તેમજ શિવ પણ જગતના ખુશી થવાથી ખુશી થાય છે અને કોઇનું પણ જો ખરાબ કરીએ તો તેનુંજ ખરાબ કરેલું ગણાય છે" આગળ ચાલતાં ઉપમન્યુ કહે છે કે "હે કૃષ્ણ હું તમને શક્તિ તથા શિવનો મહિમા સંભળાવું તે સાંભળો. પાર્વતીને શક્તિ ગણેલાં છે અને જે શક્તિમાન છે તે શંકર કહેવાય છે, તેની ત્રિમૂર્તિના એક અંશમાંથી આખું જગત્ ઉત્પન્ન થયું છે. જેમ ચંદ્રથી ચંદ્રિકા જુદી હોય નહિં તેમ શિવથી શક્તિ જુદી છેજ નહિં. શિવ જે સર્વ સંસારસુખ અને તેમાંથી મોક્ષ આપે છે તે પોતાની શક્તિ વડે છે. આ જ્ઞાનમય શક્તિ શિવને આશ્રયે રહેલી છે. તે શિવની ઇચ્છાથી જગતને અનેકધા નીપજાવે છે. આ શક્તિને મૂળ માયા જાણવી."

"જ્યારે ભગવાનને સૃષ્ટિ કરવાની ઇચ્છા થાય છે ત્યારે તલમાં જેમ તેલ પ્રથમ દેખાય છે તેમ તત્ત્વમય શિવશક્તિ પ્રકાશ કરે છે અને તે ક્રિયા શકિત જ્યારે ક્ષોભ પામે છે ત્યારે તેમાંથી પ્રથમ નાદ થાય છે, નાદમાંથી બિંદુ થાય છે; આ બિંદુ સદાશિવને નીપજાવે છે અને સદાશિવથી મહેશ્વર થાય છે. મહેશ્વરથી શુદ્ધ વિદ્યા નીપજે છે જેને સરસ્વતી અથવા માતૃકા નામ આપેલું છે. જ્યારે માયા ને પુરૂષનો સમાગમ થાય છે ત્યારે તેમાંથી કાળ, કળા નિયતિ અને

વિદ્યા નીપજે છે. ગુણને અનુસરી જેમ શરીર જુદાં જુદાં થાય છે તેમજ શક્તિનાં રૂપો પણ બદલાય છે, વિષ્ણુની શકિત વૈષ્ણવી, વગેરે. આવી રીતે આત્મા પેઠે શકિત સર્વત્ર વ્યાપેલ જોવામાં આવે છે. તેમાં પણ શંકરની મૂળ શકિતઓ ત્રણ ગણાય છે. જ્ઞાનશકિત, ક્રિયાશકિત અને ઇચ્છા શકિત. શિવ જે શકિતમાન કહેવાય છે તે શકિતને લીધેજ. પરમાત્મા તે શિવ અને પાર્વતી તે શકિત કહેવાય છે; ટુંકામાં કહેવાનું કે શિવના અંશરૂપ પુરૂષો છે અને શકિતનો અંશ સ્ત્રીઓ મનાએલ છે." (અ. ૫)

૧૦ મા અધ્યાયમાં શિવે યોગાચાર્યો રૂપે ૧૧૨ અવતારો લીધાનું વર્ણન કર્યું છે. જેમાં ૨૮ મુખ્ય અને દરેકના ચાર ચાર શિષ્યો ગણ્યા છે. આમાં કપિલ, આસુરિ અને પંચશિખનાં નામો પણ છે. આ સાંખ્યાચાર્યોને મહાભારતમાં એક સ્થળે પાંચ રાત્ર કહેલ છે, એ સ્મરણમાં રાખવા જેવું છે. આમાં કેટલાંક નામ પ્રાચીન પ્રસિદ્ધ ઋષિઓનાં છે પણ મોટે ભાગે નવાં નામ છે. નકુલી-શ્વરનું યોગાચાર્ય તરીકે અને ચાર શિષ્યો તરીકે કુશિક, ગર્ગ, મિત્ર અને ઋષ્યનાં નામ છે.[1]

---

૧ પાશુપત મતના એક વિશુદ્ધ મુનિએ રૂદ્રના ૨૮ અવતારો ગણાવ્યા છે. જેનાં નામ નીચે પ્રમાણે છે:—

શ્વેત, સુતાર, દમન, સુગોત્ર, કંક, લોકાક્ષિ, નૈગીષવ્ય, દધિવાહન, ઋષભ, મુનિ, ઉગ્ર, ચિત્રાર્થાલિ, ગૌતમ, વેદશિરા, ગોકર્ણ, ગુહાવાસિ, શિખણ્ડિ, જટા-માલિ, અટ્ટહાસ, દારૂક, લાંગલી, શ્વેત, શૂલી, દંડી, સહિષ્ણુ, સોમશર્મક, નકુલીશ,

૧૧ મા અધ્યાયમાં વર્ણાશ્રમ ધર્મ સાથે શિવધર્મ આચરવાનો ઉપદેશ છે. એ પ્રસંગમાં શિવ કહે છે કે "મારા ધર્મના ચાર પાયા છે. જ્ઞાન, ક્રિયા, ચર્યા અને યોગ; આમાં યોગનું વ્યાખ્યાન એવું થાય છે કે મારા કહેવા પ્રમાણે આચરણ કરી પોતાના મનની વૃત્તિને બાહ્ય વિષયમાં જતી અટકાવવી. જ્યારે માણસ વૈરાગ્ય પામે ત્યારે તેને સારાસારનું જ્ઞાન થાય છે, અને જ્ઞાનથી યોગને મેળવે છે. અને જે માણસ યોગજ્ઞ છે તે પાપી હોય તો પણ તેનો મોક્ષ થાય છે." હવે ચાર પાયામાંથી જ્ઞાનનો અર્થ કહે છે "જીવ, ઇશ્વર તથા માયાનું જે જ્ઞાન થવું તે જ્ઞાન", "અને ગુરૂને આધીન એવી જે ષડ્અધ્વની શુદ્ધિ તેનું નામ ક્રિયા", "વર્ણ તથા આશ્રમ પ્રમાણે મારા ધર્મનું સેવન કરવું તેનું નામ ચર્યા." છેવટ કહે છે કે આ બધું એક યોગ માટે છે વળી "પ્રથમ કર્મયજ્ઞથી મારૂં સેવન કરવું, અને પછી જ્યારે મારૂં સ્વરૂપ હૃદયારૂઢ

---

એ ૨૮ અવતારો ભૃગુને વરદાન આપેલું હોવાથી તથા બ્રાહ્મણનો મોક્ષ થવા માટે રૂદ્ર ધારણ કર્યા છે.

આ નામો ૨૮ નથી પણ ૨૭ જ છે. રૂદ્રને પોતાને સાથે ગણે તો ૨૮ થાય. વળી શ્વેત બે વખત ગણેલ છે. જૈન આચાર્ય હરિભદ્રે ષડ્દર્શન સમુચ્ચયમાં ૧૮ અવતારોજ ગણ્યા છેઃ—નકુલીશ, કૌશિક, ગાર્ગ્ય, મૈત્ર્ય, કૌરૂષ, ઇશાન, પારગાર્ગ્ય કપિલાણ્ડ, મનુષ્યક, કુશિક, અત્રિ, પિંગલ, પુષ્પક, બૃહદાર્ય, અગસ્તિ, સન્તાન, રાશીકર અને વિદ્યાગુરૂ. ઉપર વિશુદ્ધ મુનિએ જે ૨૮ અવતારો કહ્યા છે તે મોટે ભાગે શિવ પુરાણોક્તજ છે, માત્ર કેટલાંક નામો વિશુદ્ધ મુનિવાળા પાઠમાં ખોટાં લાગે છે. આચાર્ય હરિભદ્રવાળા કેટલાક અવતારો તો લકુલીશ પછી થયેલા ઐતિહાસિક પાશુપત કે શૈવ આચાર્યો હોય એવું જણાય છે.

થાય ત્યારે યોગક્રિયા શરૂ કરવી. આગળ ચાલતાં કહે છે કે મારા ભજનના ત્રણ ભેદ છે. બાહ્યસેવા, આભ્યંતર સેવા અને ત્રીજી બાહ્ય-સેવાથી આંતર સેવા કરવી તે. આ ભજન વાણી, મન અને શરીરથી થાય છે. સર્વ મનુષ્યના જોવામાં જે આવે તે બાહ્યપૂજન અને કેવળ આપણા આત્માનેજ જે જોવામાં આવે તે આંતરપૂજન" આગળ ચાલતાં કહે છે કે "મારી સેવા એજ કર્મ, યજ્ઞયાગાદિ નહિં, મારે સારૂ થઇને જે દેહને કષ્ટ આપવું તેનું નામજ તપ પંચાગ્નિ વગેરે નહિં, પંચાક્ષર, રૂદ્રાધ્યાય, ૐકાર વગેરેનો જે જપ તેનુંજ નામ જપ અને અધ્યયન; પણ અર્થને જાણ્યા વગર જે રાત-દિવસ વેદનું અધ્યયન કરે છે તે વૃથા છે." બાહ્યપૂજન કરતાં આભ્યંતરપૂજનને ઉત્તમ અને પવિત્ર કહ્યું છે. વળી "બાહ્ય અને આભ્યંતર બન્ને પૂજા ભાવપૂર્વક કરવી જોઇએ. કારણ કે મારે આ જગતમાં તૃપ્ત થવાપણું છે નહિં માત્ર એક ભાવ જોવાનો છે" ટુંકામાં "મન વાણી અને કર્મવડે ફળની આશા રાખ્યા વગર ભક્તિ સહિત જે સેવા કરવી તેનું નામ ધર્મ." આગળ ચાલતાં ભક્તોનાં ગીતામાં કહેલાં લક્ષણોને મળતાં લક્ષણો કહ્યાં છે. એ પ્રસંગમાં ગીતાનો **पत्रं पुष्पं.** વગેરે શ્લોક ઉતાર્યો છે. પછી કહ્યું છે કે "મારા ભક્તોનો ઉદ્ધાર મારે હાથે છે. અને તે બ્રહ્મા વિષ્ણુ વગેરે દેવતાનું પદ હલકું ગણે છે." અન્તમાં ટુંકામાં સર્વજ્ઞતાનાં છ સાધનો કહ્યાં છે. "ગુરૂથી જે મળે તે જ્ઞાન, જ્ઞેય શંકર, તેનું પૂજન એ અનુષ્ઠાન, તેનો અધિકારી ભક્ત, શિવમંત્ર વગેરે સાધન, અને શિવરૂપ થાવું તે સમાનતા આ છ વસ્તુના સાધનથી મનુષ્ય સર્વજ્ઞ થાય છે."

૧૩ મા અધ્યાયમાં શિવસંસ્કારનું વર્ણન છે. શિવ સંસ્કારને દીક્ષા પણ કહે છે. શિવમાર્ગમાં દીક્ષા ત્રણ જાતની છે. શાંભવી, શાક્તિ અને માંત્રી. આમાં માંત્રી સાધારણ છે. આ પ્રસંગમાં ગુરૂનું, મંત્રદાનનું તથા મંત્ર ગ્રહણનું સવિસ્તર વર્ણન છે.

---

## જૂના શૈવ સંપ્રદાયોનાં નામો અને મતો.

જૂના શૈવ સંપ્રદાયોનું સાહિત્ય જે શિવાગમ કહેવાય છે એ છપાયું નથી, એટલુંજ નહિ પણ મળ્યું પણ નથી એટલે અસાંપ્રદાયિક ગ્રંથકારોએ કરેલાં પ્રાસંગિક સૂચનોના આધારે એ જૂના સંપ્રદાયોનું ટુંકું અવલોકન કરવું પડશે. અર્વાચીન સંપ્રદાયોનું સાહિત્ય તો હાલમાં ઉપલબ્ધ હોવાથી એનું અવલોકન કરતાં આ જાતની મુશ્કેલી પડશે નહિં.

---

## પાશુપત સંપ્રદાય.

બ્રહ્મસૂત્ર ભાષ્ય ( ૨-૨-૩૭ ) માં ભગવાન શંકરાચાર્ય કહે છે કે માહેશ્વરો પશુપતિએ પાંચ અર્થો પ્રગટ કર્યાં છે એમ માને છે. આ ઉપરથી એમ લાગે છે કે શંકરાચાર્યના વખતમાં બધા શૈવો માહેશ્વર કહેવાતા અને પશુપતિ મૂળ આચાર્ય મનાતા હતા. એજ સૂત્ર[1] ના ભાષ્યમાં રામાનુજ એ સંપ્રદાયોને પશુપતિના મતો કહે છે. કેશવ કાશ્મીરી આ સંપ્રદાયોને પશુપતિ મતાનુયાયીઓ કહે છે. એનેજ શ્રીકણ્ઠ શિવાચાર્ય પરમેશ્વરે ઉપદેશેલા આગમ વાદીઓ કહે છે.

---

[1] રામાનુજ ભાષ્યમાં આ સૂત્રની સંખ્યા ૩૫ છે.

આ ઉપરથી શૈવ માર્ગના અનુયાયીઓ માટે માહેશ્વર તથા પાશુપત નામ જૂનાં હોય અને જૂના સર્વ શૈવ સંપ્રદાયોનો એમાં સમાવેશ થતો હોય એમ જણાય છે. વળી વેમ કેડ્ફીસ તથા બીજા ઘણા પ્રાચીન રાજાઓ ખાસ કરીને વલ્લભીના રાજાઓ પોતાને માહેશ્વર કહે છે. હ્યુએન્થસીંગ જેમાં પાશુપતો પૂજા કરતા હતા એવાં મહેશ્વરનાં મન્દિરોનું વર્ણન કરે છે. આ સર્વ ઉપરથી પાશુપત શબ્દ માહેશ્વર પેઠે સામાન્ય રીતે શિવપૂજકના અર્થમાં તથા એક શૈવ સંપ્રદાયના અર્થમાં એમ બે અર્થમાં વપરાયલો જણાય છે.

હવે મહિસૂરના જે જૂના લેખો છપાયા છે તે ઉપરથી પણ ઉપરનાં અનુમાનને પુષ્ટિ મળે છે. માત્ર મહિસૂરના લેખોમાં આ સંપ્રદાયના મૂળ સ્થાપકને લકુલીશ કહેલ છે, જે શંકરનો અવતાર મનાય છે. ઈ. સ. ૯૪૩ ના એક લેખમાં કહ્યું છે કે " પોતાનું નામ અને પોતાનો ધર્મ ભૂલાઈ જશે એમ બ્હીને લકુલીશ મુનીનાથ ચિલુક રૂપે જન્મ્યા."[1] બીજા ઈ. સ. ૧૦૭૮ ના લેખમાં એક સાધુને લાકુલ મતના અલંકાર રૂપ તથા બીજાને લાકુલના હાથ રૂપ કરેલ છે.[2] અહિં લાકુલ મતથી કોઈ એક સંપ્રદાય નહિં પણ સામાન્ય શૈવ મત ઉદ્દિષ્ટ હોય એમ જણાય છે. ત્રીજા ઇ. સ. ૧૧૦૩ ના એક લેખમાં સોમેશ્વર સૂરિએ લાકુલ સિદ્ધાંતને પ્રફુલ્લ કર્યો એમ કહ્યું છે. અહિં સોમેશ્વર સૂરિને નૈયાયિક તથા વૈશેષિક કહ્યા છે.[3]

---

1 Epigraphia Carnatica Vol xii p. 92 (ભાષાંતર)

2 Epigraphia Carnatica Vol vii No 105

3 Epigraphia Carnatica Vol vii part 1 p. 65 (ભાષાંતર)

ચોથા ઇ. સ. ૧૧૭૭ ના એક લેખમાં અમુક સાધુઓને લાકુલાગમ સમયના આધારભૂત અને કાલમુખાનુયાયી કહ્યા છે.[1] આ લેખમાં સ્પષ્ટ રીતે કાલમુખને લાકુલ કહ્યા છે, આ લેખમાં જે સાધુઓનાં નામ છે તેને છેડે શકિત અને જીવ શબ્દો આવે છે; એ ઉપરથી શકિત અને જીવાન્ત નામો કાલમુખ સંપ્રદાયનું લક્ષણ હોય એમ જણાય છે. પાંચમા ઇ. સ. ૧૧૮૩ ના લેખમાં નાગશિવ પંડિતને એક દાન આપ્યાનો ઉલ્લેખ છે; જેમાં એને લાકુલ મતનો આધાર કહ્યો છે તથા એના બે પૂર્વ ગુરૂઓનાં નામો શિવાન્ત છે. નાગશિવની આગમોમાં તથા શિવતત્ત્વમાં પ્રવીણતાનાં આ લેખે વખાણ કર્યાં છે.[2]

આ લેખમાં લકુલ ( પાશુપત )ને શિવ તત્ત્વમાં તથા આગમમાં પ્રવીણ કહ્યો છે એ ઉપરથી પાશુપત, સર્વ શૈવ સંપ્રદાયો માટે જૂનું અને સામાન્ય નામ હતું એ અનુમાનને ટેકો મળે છે. છઠ્ઠા

---

1 Epigraphia Carnatica Vol v part 1 p. 135 (ભાષાંતર)

2 Epigraphia Carnatica Vol v Arsikere taluq No 89.

આજ ગ્રન્થના ૧૩૭ મે પાને ( No. 45) લેખમાં એક નાગરાશિનું નામ છે. આ લેખમાં પદ્મશિવ પંડિતના શિષ્ય કાલમુખાનુયાયી નાગરાશિના શિષ્ય માદજીવને દાન આપ્યાનો ઉલ્લેખ છે. એજ ગ્રન્થમાં બીજા એક ( No.48 ) લેખમાં કાલમુખાનુયાયી નાગરાશિના શિષ્ય શિવશકિત દેવના શિષ્ય કલ્યાણશકિતને દાન આપ્યાનો ઉલ્લેખ છે. આ બે નાગરાશિઓ ઉપર કહેલા નાગશિવથી ભિન્ન જણાય છે અને નામને છેડે રાશિ શબ્દ તથા શિષ્યોના નામને છેડે શકિત શબ્દથી કાલમુખ માર્ગના અનુયાયીઓનું શકત્યન્ત નામ હોવાનું અનુમાન યથાર્થ લાગે છે. અહિં કહેવું જોઇએ કે રાશિ અન્ત નામોનો પ્રચાર તો પાશુપતોમાં પણ હતો.

ઇ. સ. ૧૧૯૬ ના એક લેખમાં નાગરાશિના પુત્ર બમ્મદેવને ભૂમિદાન કર્યાનો ઉલ્લેખ છે. આ લેખમાં નાગરાશિને લાકુલાગમ મતનો ઉત્કર્ષ કરનાર કહ્યો છે.[1] સાતમા ઇ. સ. ૧૨૧૩ ના એક લેખમાં અમુક ધાર્મિક માણસને લાકુલ મતના સ્તંભરૂપ કહ્યો છે.[2] આઠમા ઇ. સ. ૧૨૭૧ ના એક લેખમાં દાતાને નવા લાકુલ મતનો સ્તંભ કહ્યો છે.[3] આ શબ્દોથી કદાચ અર્વાચીન લિંગાયત મત વિવક્ષિત હશે. ૧૦ મા શતકથી ૧૩ મા શતક સુધીના કર્ણાટકના ઉપલા લેખોથી એટલું સાબીત થાય છે કે એ વખતમાં શૈવ સંપ્રદાયો માટે લાકુલ એ સામાન્ય નામ હતુ. આ સામાન્ય-નામ પડવાનું ઐતિહાસિક કારણ ઉપર કહ્યું છે તેમ પાશુપત મતને લકુલીશ અથવા નકુલીશે ચલાવ્યો છે એ જ જણાય છે. બીજું સામાન્ય નામ પાશુપત પડવાનું કારણ પાશુપત મત મૂળ પશુ-પતિ અથવા શિવે ચલાવ્યો મનાય છે એ છે. ટુંકામાં પ્હેલાં દર્શાવેલાં કારણોથી, અને ઉપરના લેખોથી, એટલું તો સાબીત થાય છે કે સામાન્ય શિવભક્તિનો પ્રચાર જૂના કાળથી હતો અને તે પાશુપત ધર્મ નામથી ઓળખાતો, તેમાંથી નીચે કહેલા શૈવ, પાશુપત, કારૂક વગેરે જૂના શૈવ સંપ્રદાયો ઉદ્ભવ્યા; હવે જેને માધવ સર્વદર્શન સંગ્રહમાં નકુલીશ પાશુપત કહે છે તે મતના મૂળ પ્રચારક નકુલીશ કે લકુલીશ નામના કોઇ ઐતિહાસિક મહાપુરૂષ

1 Epigraphia Carnatica Vol V No 103

2 Epigraphia Carnatica Vol V No 46

3 Epigraphia Carnatica Vol Xii p. 45 (ભાષાંતર)

હતા અને એના શિષ્યોથી બાકીના શૈવમતો નીકળ્યા. (ઉપરના લેખોમાં કાલ મુખ મતનો ઉલ્લેખ જુવો.)

શંકરાચાર્યના ટીકાકારો શૈવ, પાશુપત, કારૂક સિદ્ધાંતિઓ, અને કાપાલિક એ ચાર શૈવ સંપ્રદાયો હોવાનું કહે છે.[1] પણ આમાંથી ત્રીજાને વાચસ્પતિ કારૂણિક સિદ્ધાન્તી કહે છે, રામાનુજ અને કેશવ કાશ્મીરી પણ ચારજ સંપ્રદાયો ગણાવે છે, માત્ર ત્રીજાનું નામ કાલમુખ કહે છે, આ કારૂક શબ્દ ઘણું કરી લકુલીશના ચાર શિષ્યોમાંના ત્રીજા શિષ્ય કારૂષ્યનું અપભ્રંષ્ટ નામ હશે અથવા કારૂષ્ય એ કારૂકનું સંસ્કૃત રૂપાન્તર હશે અથવા લેખક દોષથી ઉત્પન્ન થયું હશે.

**નકુલીશ પાશુપત મતનું સાહિત્ય**—પાંચ અર્થોને ચર્ચતા પંચાધ્યાયી નામના એક [2]ગ્રન્થનો કેશવ કાશ્મીરીએ ઉલ્લેખ કર્યો

---

૧ આ ચાર સંપ્રદાયોનો ઉલ્લેખ શિવપુરાણ (વાયવીય સંહિતા)માં પણ છે ત્યાં શૈવ સંપ્રદાયને સિદ્ધાન્ત માર્ગ કહ્યો છે અને કાલમુખને મહાવ્રતધર કહ્યા છે.

૨ જુઓ Aufrecht's Cat. Cat. વાયવીય સંહિતામાં પણ આ ગ્રન્થનું નામ લખ્યું છે, વાયવીય સંહિતા એને શિવની પરા વિદ્યા કહે છે અને પંચાર્થ વિદ્યા એવું નામ આપે છે. માધવ નકુલીશ પાશુપત મતના વર્ણનમાં પંચાર્થ ભાષ્ય દીપિકાની વાત કરે છે ત્યાં આ પંચાર્થ વિદ્યા વિવક્ષિત હશે. વિ. સં. ૧૦૧૩ (ઇ. સં. ૯૫૭) ના હર્ષનાથ મન્દિર (સીકર-જયપુર) ના લેખમાં વિશ્વરૂપાચાર્યને પંચાર્થ લાકુલામ્નાયના આચાર્ય કહ્યા છે. આ ઉપરથી પણ લકુલીશનો કરેલો પંચાર્થ કે એવાજ નામનો કોઇ ગ્રન્થ એ સંપ્રદાયના મૂળ રૂપે હોવા વિષે શંકા રહેતી નથી.

છે તથા રામાનન્દે એમાંથી કાશી ખંડમાં ઉદાહરણ લીધું છે. નકુલી શના જે ગ્રન્થમાંથી નકુલીશ પાશુપત મતના વર્ણનમાં માધવે ઉદાહરણ લીધું છે તે અને આ એકજ હશે. આ પંચાધ્યાયી નામનો ગ્રન્થજ કદાચ પાશુપત સંપ્રદાયનો પશુપતિના અવતાર-રૂપ મનાતા નકુલીશે કરેલો મૂળ ગ્રન્થ હશે; શૈવ, કારૂક અને કાપાલિક સંપ્રદાયોનો પણ કદાચ મૂળ ગ્રન્થ આજ હોવાનો સંભવ છે. જેથી એ ચારેય લાકુલ કે પાશુપત પણ કહેવાતા. વળી નકુલીશ પાશુપત મતના વર્ણનમાં માધવે એક સ્થળે 'આ વિષયમાં ભગવાન નકુલીશે આ પ્રમાણે કહ્યું છે, એમ કહીને એક સૂત્ર જેવો કટકો ઉતાર્યો છે, વળી બીજે અનેક સ્થળે આ વિષયમાં સૂત્રકારે નીચે પ્રમાણે કહ્યું છે એમ કહીને સૂત્રો ઉતાર્યાં છે. આ સૂત્રકાર નકુલીશ અને આ સૂત્રો નકુલીશના પંચાધ્યાયી ગ્રંથમાંથી છે એમ માનવામાં ખોટું નથી. આ ઉપરાંત પંચાર્થભાષ્ય દીપિકાનો તથા એક રાશીકર ભાષ્યનો માધવે ઉલ્લેખ કર્યો છે જેના ઉપર સંસ્કાર કારિકા નામની ટીકાનો રત્ન ટીકામાં ઉલ્લેખ છે. આ રાશીકર જેને આચાર્ય હરિભદ્રે ષડ્દર્શન સમુચ્ચયમાં રૂદ્રનો ૧૭ મો અવતાર ગણ્યા છે તેજ હોવાનો સંભવ છે. બીજા એક હરદત્તાચાર્યનો અર્ધો શ્લોક માધવે ઉતાર્યો છે, તે સિવાય "સંપ્રદાય જાણનારા" અને "આચાર્યો"ના નામથી માધવે ઉદાહરણો લીધાં છે પણ આ સર્વ સાહિત્યમાંથી કાંઇજ હજી સુધી મળ્યું નથી; માત્ર લાકુલીશ પાશુપત મતનો ગણકારિકા નામનો ભા સર્વજ્ઞનો એક ગ્રન્થ રત્ન નામની ટીકા સાથે ગાયકવાડ સંસ્કૃત સીરીઝમાં હાલમાંજ (ઇ. સ. ૧૯૨૦ માં) પ્રસિદ્ધ થયો છે. ગણ-

કારિકાના ગ્રન્થકર્તા સર્વજ્ઞનું ખરૂં નામ એ વખતના ભાવ બૃહસ્પતિ વગેરે પાશુપત આચાર્યો પેઠે ભાવસર્વજ્ઞ હોવું જોઇએ, એ ગણકારિકાના પ્રકાશક સદ્ગત ચીમનલાલ દલાલનો તર્ક યથાર્થ લાગે છે. આ ભાવસર્વજ્ઞ ઇ. સ. ૯૫૦ ની આસપાસ થયા હોવા જોઇએ. લાકુલીશ પાશુપત મતનું ભ્હોળું સાહિત્ય ૧૪ મા શતક સુધી જીવતું હોવું જોઇએ એમ ઉપર જોયું તે ઉપરથી લાગે છે. પણ ખાસ પાશુપત મતનોજ ગ્રંથ તો હજી સુધી આ એકજ પ્રસિદ્ધ થયો છે. આ ગ્રન્થ મોટા ગ્રન્થોમાં ક્હેલા વિષયોની સૂચી જેવો છે, પણ દશમા શતકમાં પાશુપત મતના મુખ્ય સિદ્ધાંતો શું મનાતા હતા તે જાણવા માટે એ ઉપરની ટીકા સાથે આગ્રન્થઉત્તમ સાધન છે અને ગ્રંથ પાશુપત મતનાજ એક આચાર્યનો લખેલો હોવાથી એ મતના પ્રાચીન સિદ્ધાંતો આથી બહુ જુદા નહિ હોય. સર્વ દર્શનસંગ્રહકારે પાશુપત મતના વિવરણમાં બે કારિકાઓ ગણકારિકાના નામથીઅને બાકીની નામ વગર પણ એની આઠેય કારિકાઓજ થોડા પાઠાંતર સાથે ઉતારી છે;[1] એ ઉપરથી આ ગ્રંથ નકુલીશ પાશુપત મતનો બહુમાન્ય ગ્રંથ માધવના વખતમાં ગણાતો હશે એમ જણાય છે.

---

## પાશુપત મતના સિદ્ધાન્તો.

ભગવાન શંકરાચાર્યે પાશુપત મતના વર્ણનમાં નીચેના પાંચ અર્થો ગણાવ્યા છે. ૧ કાર્ય (જેમાં મહત્ અને પ્રધાનમાંથી પરિ-

---

૧ આમાંથીજ અર્ધો શ્લોક હર દત્તાચાર્યના નામથી માધવે ઉતાર્યો છે.

ણમેલી બાકીની સૃષ્ટિ સમાય છે ), ૨ કારણ, ઈશ્વર કે મહેશ્વર અને પ્રધાન, ૩ યોગ ( જેમાં પ્રણવજપ, ધ્યાન, સમાધિ વગેરેનો સમાવેશ થાય છે ) ૪ વિધિ-ત્રિકાલ ભસ્મ ધારણ તથા ગૂઢ ચર્યા પર્યંતની ક્રિયાઓ, ૫ ત્રિવિધ દુ:ખાન્ત—મોક્ષ. પાશુપત મતના ઉપર્યુક્ત સિદ્ધાંતભૂત પાંચ અર્થોનો માધવે ( ૧૪ મું શતક ) સર્વ દર્શન સંગ્રહમાં નીચે પ્રમાણે વિસ્તાર કર્યો છે.

૧ કાર્ય—અસ્વતંત્ર છે. એ ત્રણ પ્રકારનું છે ૧ વિદ્યા, ૨ કળા, અને પશુ ( જીવ ) તેમાં વિદ્યા એ પશુનો ગુણ છે. હવે વિદ્યા બે જાતની છે; બોધ સ્વભાવ અને અબોધ સ્વભાવ. બોધાત્મક વિદ્યા બે જાતની છે, વિવેકયુક્ત અને અવિવેકયુક્ત. તેમાં પ્રમાણથીજ જણાય એવો જે વિવેક તેજ ચિત્ત કહેવાય છે. કારણ કે સર્વ પ્રાણી ચિત્તથી, પ્રકાશની મદદવડે બાહ્ય પદાર્થને સ્પષ્ટ કે અસ્પષ્ટ જુવે છે. અબોધાત્મક વિદ્યા ધર્મરૂપ અને અધર્મરૂપ છે.

કળા—ચેતનને પરાધીન છે અને જાતે જડ છે. એના બે પ્રકાર છે. કાર્ય અને કારણ. કાર્યભૂત કળા ૧૦ પ્રકારની છે. પૃથિવ્યાદિ પાંચ મહાભૂત અને રૂપાદિ પાંચ ગુણો. કારણભૂત કળા ૧૩ પ્રકારની છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેંદ્રિયો અને ૩ અંતઃકરણ ( બુદ્ધિ, અહંકાર અને મન. )

પશુ ( જીવ ) માં પશુત્વ ધર્મ છે. પશુત્વ બે જાતનું છે, અશુદ્ધ અને શુદ્ધ. શરીર અને ઇંદ્રિયો સાથે સંબદ્ધ પશુત્વ અશુદ્ધ છે અને એ બેયથી સ્વતંત્ર પશુત્વ શુદ્ધ પશુત્વ છે. આનો વધારે વિસ્તાર પંચાર્થ ભાષ્ય દીપિકામાં જોવો, એમ માધવ કહે છે. ગણકારિકાની રત્ન ટીકામાં થોડો વધારે પ્રસ્તાર છે.

કારણ—જેમાંથી સૃષ્ટિની અભિવૃદ્ધિ અને સૃષ્ટિનો નાશ થાય છે, તે કારણ એકજ છે પણ એનાં ગુણ તથા કર્મના ભેદને લીધે અનેક રૂપ થાય છે, દાખલા તરીકે પતિ અને સાદ્ય. જેમાં જ્ઞાન અને ક્રિયાની શક્તિનું નિરતિશયપણું હોય એનું નામ પતિત્વ અર્થાત્ એ નિત્ય ઐશ્વર્ય યુકત રૂપ છે. સાદ્યત્વ એટલે અનાગન્તુક સ્વાભાવિક ઐશ્વર્ય સંબંધવાળું રૂપ.

યોગ--યોગથી ચિત્ત દ્વારા પશુ અને પતિનો સંયોગ થાય છે. યોગ બે જાતનો છે. ક્રિયા રૂપ અને ક્રિયાની શાંતિ રૂપ. પહેલામાં પ્રણવ જપ, ધારણા, ધ્યાન વગેરેનો સમાવેશ થાય છે, બીજામાં ક્રિયા માત્ર શાંત થઇ જઇને માત્ર સંવિત્ ભાન રહે છે.

વિધિ—ધર્મ સાધક પ્રવૃત્તિનું નામ વિધિ છે. વિધિ બે પ્રકારનો છે. પ્રધાન અને ગૌણ. પ્રધાન વિધિને ચર્યા કહે છે અને એથી સાક્ષાત્ ધર્મ પ્રાપ્તિ થાય છે હવે ચર્યા બે જાતની છે, વ્રતો અને દ્વારો, પ્હેલા પ્રકારની ચર્યામાં શરીરે ભસ્મનો લેપ, ભસ્મમાં શયન, ઉપહાર, જપ, પ્રદક્ષિણા વગેરે આવે છે. એ વિષે ભગવાન નકુલીશે કહ્યું છે કે "માણસે ત્રિકાળ ભસ્મથી સ્નાન કરવું જોઇએ અને ભસ્મમાં સુવું જોઇએ."

ઉપહાર એટલે નિયમ એ ષડ્વિધ છે. સૂત્રકારે એ છનાં નામ નીચે પ્રમાણે ગણાવ્યાં છે. હાસ્ય, ગાન (શિવસંબંધી), નૃત્ય, (શિવ પાસે) હુડુકાર, નમસ્કાર, અને જપ. જ્યાં બીજા માણસો હોય ત્યાં આ બધું ગૂઢ રીતે કરવું.

દ્વારો—સાધનો નીચે પ્રમાણે છે. ક્રથન (જાગવા છતાં ઉંઘવા જેવો ડોળ કરવો), સ્પન્દન (કમ્પ વાયુ થયો હોય તેવી રીતે શરીરના

અવયવોને કમ્પાવવા ), મન્દન (પગે વાગ્યું હોય તેવી રીતે ચાલવું), શૃંગારણ ( સુંદર યુવાન સ્ત્રીને જોઇને કામી પુરૂષ જેવા ચાળા કરે તેવા ચાળા કરવા ), અવિતત્કરણ ( લોકોમાં નિંદા પાત્ર ગણાય એવી ક્રિયા કર્તવ્યાકર્તવ્યના ભાન વગરના માણસ પેઠે કરવી ), અવિતત્ભાષણ ( અર્થ વગરનું ગમે તે બકવું ).

ગૌણ વિધિ ચર્યાને સહાય કરવા માટે છે. ગૌણવિધિ માટે સૂત્રકારે કહ્યું છે કે પૂજા પછી ભક્તે ભસ્મ ધારણ કરવી તથા શિવ નિર્માલ્ય પુષ્પ પત્રોને ધારણ કરવાં.

દુઃખાન્ત બે પ્રકારનો છે. ૧ અનાત્મક (સર્વ દુઃખોના ઉચ્છેદ રૂપ) ૨ સાત્મક–જ્ઞાન શક્તિ અને ક્રિયા શક્તિવાળી ઉન્નત સ્થિતિ. અહિં જ્ઞાનની શક્તિ એક છતાં વિષય ભેદથી પાંચ પ્રકારની ગણાય છે. ૧ દર્શન–સૂક્ષ્મ, ઢંકાયેલા અને દૂર સ્થિત સર્વ પદાર્થોને જોવાની શક્તિ; ૨ શ્રવણ–બધી જાતના સૂક્ષ્મ, દૂરના અવાજોને સાંભળવાની શક્તિ; ૩ મનન–વિચારણીય સર્વ પદાર્થોનું સિદ્ધ જ્ઞાન; ૪ વિજ્ઞાન–બધાં શાસ્ત્રોનું, તદ્વિષયક ગ્રન્થોનું અને એના અર્થનું સિદ્ધ જ્ઞાન; અને ૫ સર્વજ્ઞત્વ–વિભાગો અને વિશેષો સાથે સર્વ તત્ત્વોનું નિત્ય સિદ્ધ જ્ઞાન.

હવે ક્રિયાશક્તિ એક છતાં ત્રણ પ્રકારની મનાય છે. ૧ મનોજવિત્વ અર્થાત્ મનના વેગ જેવી ત્વરાથી કાંઇ પણ કરવાની શક્તિ; ૨ કામરૂપિત્વ–કર્મની અપેક્ષા વગર ઇચ્છા પ્રમાણે રૂપો ધારણ કરવાની શક્તિ; ૩ વિક્રમણધર્મિત્વ- ઇંદ્રિયોની મદદ વગર નિરતિશય ઐશ્વર્ય મેળવવું.

આ પ્રમાણે પાશુપત દર્શનોકત યોગ અને અભ્યાસ કરવાથી માણસને જ્ઞાન અને દુઃખાન્ત સાથે દિવ્ય શકિતઓ મળે છે.

આ સંપ્રદાયના સિદ્ધાન્તોની વિશેષતા-સાધારણ રીતે આ દેશનાં અન્ય દર્શનોમાં મોક્ષ એટલે સર્વ દુઃખોનો અન્ત, એમ મનાય છે પણ આ પાશુપત દર્શનમાં તો દુઃખાન્ત સાથે પરમ ઐશ્વર્ય-ઉંચામાં ઉંચી શકિતઓ મળવાની વાત વિશેષ છે. અન્ય દર્શનોમાં જે પહેલાં ન હોય અને પછી ઉત્પન્ન થાય એ કાર્ય કહેવાય છે; આ દર્શનમાં કાર્ય ( દાખલા તરીકે પશુ ) પણ નિત્ય છે. બીજાં દર્શનોમાં કારણ સાપેક્ષ છે; જ્યારે આ દર્શનમાં ભગવાન્ પોતે નિરપેક્ષ ( બીજાની-પ્રકૃતિ વગેરેની અપેક્ષા વગર ) કારણ છે. બીજામાં યોગનું ફળ કૈવલ્ય મનાય છે; અહિં દુઃખાન્ત સાથે પરમ ઐશ્વર્ય મનાય છે.

આ પ્રમાણે શંકરાચાર્યે પાશુપત મતના સિદ્ધાન્તરૂપે કહેલા પાંચ અર્થોનું માધવે કરેલું વિવરણ જોયું, હવે માધવે જેમાંથી બહુ માનપૂર્વક ઉતારા કર્યા છે તે ગણકારિકાના આઠ શ્લોકોનો અનુવાદ અહિં આપવો યોગ્ય ધાર્યો છે જેથી દશમા શતકના પાશુપત મતનો કાંઇક ખ્યાલ આવશે અને શંકરાચાર્યના વખતથી—આઠમા શતકથી ૧૪ મા શતક સુધીમાં પાશુપત મતના સ્વરૂપમાં બહુ ફેરફાર થયો નથી એમ દેખાશે.

———

## ગણકારિકાની કારિકાઓઃ—

વારંવાર અભ્યાસ કરીને જાણવા યોગ્ય આઠ પચકો અને ત્રણનો એક ગણ. આ નવેય ગણનો જાણનાર ગુરૂ સંસ્કર્તા ( દીક્ષા આપીને તથા પાંચ અર્થોનું જ્ઞાન આપીને બ્રાહ્મણનો સંસ્કાર કરનાર—સંસ્કર્તા ) કહેવાય છે. (૧).

લાભો, મળો, ઉપાયો, દેશ, અવસ્થા, વિશુદ્ધિ, દીક્ષાનાં સાધનો અને બળો એ આઠ પંચકો છે અને ત્રણ વૃત્તિઓ ( શાસ્ત્રને અવિરોધી અન્ન મેળવવાના ઉપાયો (૧) ભિક્ષા, (૨) દાનથી મળેલું તથા (૩) એની મેળે મળી ગયેલું ). ટીકામાં આ યોગીએ ભિક્ષા માટે કેવા કેવા નિયમો પાળવા તેનો વિસ્તાર કર્યો છે. જેમાં ખાસ વિશેષતા ન હોવાથી એ છોડી દઈને લાભાદિ પારિભાષિક હોવાથી એનો ગણકારિકામાંજ આપેલો અર્થ જોઇએ. કારિકાના અનુક્રમમાં જ અહીં અનુવાદ આપ્યો છે. (૨)

(૧) ગુરૂ ( પાંચ અર્થનો ઉપદેશ કરનાર આચાર્ય ) ભક્તિ, (૨) પ્રસાદ (બુદ્ધિની નિર્મળતા), (૩) સુખદુઃખ, શીત, ઉષ્ણ વગેરે દ્વંદ્વની સહિષ્ણુતા, (૪) ધર્મ ( પાશુપત ધર્મ ) અને (૫) અપ્રમાદ ( જ્ઞાન ). એ પાંચ ( સાધકનાં ) બળ છે. (૩)

(૧) અજ્ઞાનનો નાશ, (૨) અધર્મનો નાશ, (૩) આસક્તિ કરનાર વસ્તુનો નાશ, (૪) ચ્યુતિનો નાશ અને (૫) પશુત્વનો નાશ એ પાંચ પ્રકારની શુદ્ધિ કહી છે. (૪)

અજ્ઞાન, ચ્યુતિ વગેરે પારિભાષિક શબ્દોનો અર્થ નીચે કારિકામાં આપ્યો છે.

(૧) વ્યક્તાવસ્થા. ( આ પાશુપત મતનો યોગી છે એમ ખબર પડે એવાં ચિન્હોવાળી અવસ્થા ), (૨) અવ્યક્તાવસ્થા જેમાં એના સ્વરૂપની બીજાને ખબર ન પડે ), (૩) જયાવસ્થા ( આમાં ઇંદ્રિયોનો જય મુખ્યત્વે ઉદ્દિષ્ટ છે ), (૪) છેદાવસ્થા, (૫) નિષ્ઠાવસ્થા ( જેમાં બધી સાધક તરીકેની પ્રવૃત્તિ શાંત થઇ જાય છે). એ પાંચ અવસ્થાઓ છે અને (૧) દ્રવ્ય ( વિદ્યા, કળા અને પશુ એ ત્રિવિધ કાર્યને દ્રવ્ય કહે છે ), (૨) કાળ ( દીક્ષા યોગ્ય પૂર્વાન્હ કાળ ), (૩) ક્રિયા ( સંસ્કારનું કર્મ ), (૪) મૂર્તિ ( મહાદેવની પૂજાનું સ્થાન), તથા (૫) ગુરૂ, આ પાંચ દીક્ષાનાં સાધનો છે. (૫)

(૧) જ્ઞાન ( પાશુપત વિદ્યાનું જ્ઞાન ), (૨) તપ, (૩) નિત્યત્વ ( દેવમાં નિરંતર ભાવ રાખવાનો અભ્યાસ ), (૪) સ્થિતિ ( રૂદ્રમાં ચિત્તની અત્યન્ત નિશ્ચળ સ્થિતિ ), (૫) સિદ્ધિ ( મુક્તની પરમ ઐશ્વર્યવાળી મહેશ્વર જેવી સ્થિતિ ); આ પાંચ લાભ છે.

(૧) ગુરૂ, ( ગુરૂ સમીપ વાસ ), (૨) મનુષ્યોમાં વાસ, (૩) ગુફામાં વાસ, (૪) શ્મશાનમાં વાસ અને (૫) રુદ્ર પાસે વાસ આ પાંચ દેશ છે, ( જેમાં ઉપરોક્ત પાંચ લાભો મળે છે).

(૧) વાસ ( વિદ્યાનું ગ્રહણ, ધારણ, ઉહાપોહ વગેરેનું વાસ એ તાંત્રિક નામ છે ), (૨) ચર્યા, (૩) જપ અને ધ્યાન (૪) હંમેશાં રૂદ્રનું સ્મરણ (૫) અને પ્રસાદ ( દેવની કૃપા–કારણ (રૂદ્ર)ની પોતાનો ગુણ અર્પવાની ઇચ્છા,) એ પાંચ ઉપાયો છે. (૭)

(૧) મિથ્યા જ્ઞાન, (૨) અધર્મ, (૩) આસક્તિનાં કારણો, (૪) ચ્યુતિ ( રુદ્ર તત્વમાંથી ચિત્તની ચલિતતા ) (૫) અને મૂળ પશુત્વ એ પાંચ ત્યજવા યોગ્ય મળો છે. (૮)

આ આઠ કારિકાઓનો ગુણકારિકા ઉપરની રત્ન નામની ટીકામાં વિસ્તારપૂર્વક અર્થ દર્શાવ્યો છે. જેમાં પાશુપત મતનું સવિસ્તર વિવેચન કર્યું છે, પણ ઉપર સર્વદર્શન સંગ્રહમાંથી જે ઉતારો કર્યો છે તે ગણકારિકાની ટીકાના વિવેચનને એટલો મળતો છે કે પુનરૂક્તિની જરૂર નથી.

આ સંપ્રદાયમાં કેવી વિચિત્ર ક્રિયાઓ કરવાની કહી છે, એ આટલા ટુંક વર્ણન ઉપરથી પણ દેખાશે. વૈદિકકાળમાં રુદ્રદેવની જંગલો અને બીજાં ભયંકર સ્થળોમાં વધારે ઉપાસના થતી એ આપણે જોયું છે; રૂદ્રદેવના આ સ્વરૂપની અસર આ પાછલા સંપ્રદાયોના પૂજાના પ્રકારમાં પણ દેખાય છે.

---

## શૈવ સંપ્રદાયના સિદ્ધાન્તો.

હવે શૈવ સંપ્રદાયનું ટુંક વર્ણન માધવના સર્વદર્શન સંગ્રહ-માંથીજ કરશું. કારણ કે એ સંપ્રદાયના ગ્રન્થો જૂના કાળમાં હશે તો પણ હાલ મળતા નથી. આ શૈવ ધર્મમાં ત્રણ પદાર્થો માન્યા છે. પતિ ( શિવ ), પશુ ( જીવ ) અને પાશ. ચાર પાદ માન્યા છે, ૧ વિદ્યા, ૨ ક્રિયા, ૩ યોગ ૪ અને ચર્યા.

પતિ—શિવ પતિ છે. જો કે વિદ્યેશ્વર મુક્તોમાં શિવપણું છે પણ એ મુક્તો પરમેશ્વરને પરતંત્ર હોવાથી એનામાં સ્વતંત્રપણું નથી. જ્યારે શિવ કર્માશયને અનુસરીને ભોગો, એનાં સાધનો અને એનાં ઉપાદાનોને જાણે છે અને એને અનુસરી સર્વનો કર્તા છે. અર્થાત્ શિવ સર્વજ્ઞ, અને સ્વતંત્ર કર્તા છે. હવે પરમેશ્વરને કર્તા

થવા માટે આપણા જેવું પ્રાકૃત શરીર નથી. પણ શાક્ત શરીર છે. ईशानः सर्व विद्यानां વગેરે મંત્રોમાં, ઇશાનાદિક શક્તિરૂપ પાંચ મંત્રોથી મસ્તક વગેરે શરીરના અવયવોની કલ્પના કરાય છે. તેમાં ઇશ્વરનું ઇશાન મસ્તક છે, તત્પુરૂષ મુખ છે, અઘોર હૃદય છે, વામદેવ ગુહ્ય ભાગ છે અને સદ્યોજાત પાદ છે. આ પાંચ રૂપોથી શિવ અનુગ્રહ, તિરોભાવ, આદાન, સ્થિતિ અને ઉદ્ભવ એ પાંચ કાર્યો કરે છે. હવે ઇશ્વરને આપણા જેવું શરીર ન હોવા છતાં ' પાંચ મોઢાવાળા ૧૫ આંખોવાળા, વગેરે શિવનું જે વર્ણન શાસ્ત્રમાં મળે છે, તેનો ખુલાસો એવો કરે છે કે નિરાકાર દેવનાં ધ્યાન પૂજા વગેરેનો સંભવ ન હોવાથી, ભક્તનો અનુગ્રહ કરવા માટે દેવ તે તે આકાર ગ્રહણ કરે છે.

પતિ શબ્દમાં શિવ ઉપરાંત મંત્ર, મંત્રેશ્વર, મહેશ્વર અને મુક્તોનો સમાવેશ કર્યો છે અને એ સર્વ શિવત્વ પ્રાપ્ત કરવામાં સાધનરૂપ છે.

પશુ—ક્ષેત્રજ્ઞ નામથી ઓળખાતો નિત્ય અને વિભુ જીવાત્મા પશુ છે. શૈવ મતમાં ચાર્વાકાદિક પેઠે પશુ દેહાદિ રૂપ નથી, નૈયાયિક પેઠે પ્રકાશ નથી, જૈનો પેઠે અવ્યાપક નથી, બૌદ્ધ મત પેઠે ક્ષણિક નથી, અદ્વૈત વાદીઓ પેઠે એક નથી, સાંખ્યો પેઠે અકર્તા નથી. પાશ ત્રુટી જતાં એ પશુ નિત્ય, નિરતિશય ચૈતન્યાત્મક શિવરૂપ થઇ જાય છે. પણ આ શિવરૂપ મુક્તોમાં અને પરમ શિવમાં ફેર બતાવતાં માધવ તત્ત્વ પ્રકાશના શબ્દોમાં કહે છે કે, "મુક્ત આત્માઓ શિવરૂપ છે પણ તેઓ શિવના પ્રસાદથી શિવરૂપ થાય છે; જ્યારે પંચ મંત્રનું જેનું શરીર છે એવો તે પરમ શિવ એક

અનાદિ મુકત છે." પશુ ત્રણ પ્રકારનો છે. ૧ વિજ્ઞાનાકલ–વિજ્ઞાન, યોગ અને સંન્યાસથી કે ભોગથી કર્મનો ક્ષય થઈ જતાં જેના કલા (ઇંદ્રિયો) ના બંધનોનો અભાવ થઇ ગયો છે, તે મલમાત્રયુકત વિજ્ઞાનાકલ, ૨ પ્રલયાકલ–પ્રલયથી જેની કળાઓનો ઉપસંહાર થઇ ગયો છે તે મલકર્મયુકત પ્રલયાકલ, ૩ મળ, માયા અને કર્મરૂપ ત્રણે બંધનો સહિત જે જીવ તે સકલ. હવે વિજ્ઞાનાકલના બે ભેદ છે. ૧ સમાપ્ત કલુષ અને ૨ અસમાપ્ત કલુષ. આમાંથી જેનાં કાલુષ્યનો પરિપાક થઇ ગયો છે એવા પહેલા પ્રકારના જીવોને શિવ વિઘેશ્વર બનાવે છે. આવા વિઘેશ્વરો આઠ છે. અનન્ત, સૂક્ષ્મ, શિવોત્તમ, એકનેત્ર, એક રૂદ્ર, ત્રિમૂર્તિ, શ્રીકણ્ઠ અને શિખણ્ડી, એ આઠ વિઘેશ્વરો કહેવાય છે. બીજા અસમાપ્ત કલુષ જીવોને અનુગ્રહના સાધનભૂત મંત્રરૂપ બનાવે છે. આવા મંત્રોની સંખ્યા સાત ક્રોડની ગણાય છે.

પ્રલાયાકલ પશુ (જીવ) પણ બે જાતનો છે. ૧ પકવપાશદ્વય અને ૨ અપકવ પાશદ્વય. આમાંથી પહેલા પ્રકારનો મોક્ષ મેળવે છે અને બીજા પ્રકારનો પુર્યષ્ટક સાથે કર્મને વશ થઇને અનેક પ્રકારના જન્મો ધારણ કરે છે. અઘોર શિવાચાર્યે પુર્યષ્ટક એટલે ત્રીશ તત્ત્વોવાળો સૂક્ષ્મ દેહ એમ કહ્યું છે.

સકલ પશુ બે પ્રકારનો છે. ૧ પકવકલુષ, ૨ અપકવકલુષ. તેમાંથી જેના કલુષ (મલ) પકવ થયા છે એવા જીવોને, પરમેશ્વર પોતેજ એના કલુષના પરિપાકને અનુસરીને, એનામાં શકિતપાત નાખીને મંડલી વગેરે ૧૧૮ મંત્રેશ્વરોનું પદ આપે છે અને વધારે મળ પાક થતો અટકાવીને તથા શકિતનો ઉપસંહાર કરીને આચાર્ય

રૂપમાં રહેલા પરમેશ્વર દીક્ષા દ્વારા જેના મળ પકવ થયા છે એવા જીવોને મોક્ષ આપે છે. આ સિવાયના બીજા અપકવ કલુષ-જેના મળ પકવ નથી થયા એવા—બદ્ધ જીવોને, પરમેશ્વર કર્માનુસાર ભોગ ભોગવાવે છે.

પાશ-પાશ ચાર પ્રકારનો છે. ૧ મલ, ૨ કર્મ, ૩ માયા અને ૪ રોધ શક્તિ. આત્માની દૃષ્ટિ અને ક્રિયાને જે ઢાંકી દીયે છે તે સ્વાભાવિક અશુદ્ધિ મળ કહેવાય છે. ફળની ઈચ્છાવાળાઓ ધર્મ કે અધર્મ રૂપ જે ક્રિયા કરે છે તે બીજાંકુર પેઠે પ્રવાહ રૂપે અનાદિ કર્મ કહેવાય છે. પ્રલય વખતે જેમાં સર્વ જગત્ સમાઈ જાય છે અને સૃષ્ટિ વખતે જેમાંથી પ્રકટ થાય છે તે માયા, અને બળ રોધશક્તિ કહેવાય છે, આ શિવશક્તિ છે, આથી પુરૂષનું ખરૂં રૂપ ઢંકાઈ જાય છે અને આ બીજા પાશોનું અધિષ્ઠાન છે માટે એ પાશ કહેવાય છે.

આ શૈવોનાં ચિન્હો જૈન આચાર્ય હરિભદ્રના ષડ્દર્શન સમુચ્ચયમાંથી ટુંકામાં નીચે ઉતાર્યાં છે. આચાર્ય હરિભદ્ર તથા એના ટીકાકાર ગુણરત્નસૂરિ (૧૪ મું શતક) વૈશેષિકને પાશુપત દર્શન તથા ન્યાયને શૈવ દર્શન કહે છે જો કે આગળ બતાવ્યું છે તેમ આ ભૂલ હોવાનો સંભવ છે કારણ કે ન્યાયસૂત્રના વાત્સ્યાયન ભાષ્ય ઉપર ટીકા લખનાર ભારદ્વાજ તો પાશુપતાચાર્ય કહેવાય છે. કદાચ એમ પણ હોય કે જૂના કાળમાં પાશુપત અને શૈવમાં બહુ ભેદ ન હોય. આચાર્ય હરિભદ્ર પણ કહે છે કે "નૈયાયિક અને વૈશેષિક બન્ને તપસ્વીઓ છે. લગભગ બન્નેના મતો સરખા છે." આમ હોવાથી હરિભદ્રે આપેલાં શૈવનાં ચિન્હો કદાચ પાશુપત અને શૈવ બન્નેને સામાન્ય હોવાનો સંભવ છે. હરિભદ્ર કહે છે કે:—

"જેનું શૈવ યોગી બીજું નામ છે એવા નૈયાયિકોનાં લિઙ્ગ વગેરે કહેવાય છે. તેઓ દંડ ધારણ કરે છે, મોટી લંગોટી પહેરે છે, ધાબળો ઓઢે છે, જટા રાખે છે, શરીરે ભસ્મ ચોળે છે, યજ્ઞોપવીત રાખે છે, હાથમાં પાણીનું પાત્ર રાખે છે, નીરસ આહાર કરે છે, મોટે ભાગે વનમાં રહે છે, ખભે તુંબડું લટકાવે છે, કન્દ, મૂળ કે ફળ ખાય છે અને આતિથ્ય કરવામાં તત્પર રહે છે. આ લોકો સપત્નીક રહે છે. પણ તેઓમાં સ્ત્રી વગરના ઉત્તમ ગણાય છે. સ્ત્રી વગરના પણ પાંચ અગ્નિની સાધના કરે છે તથા હાથમાં તથા જટામાં શિવ-લિઙ્ગ રાખે છે. વળી ઉત્તમ સંયમાવસ્થાને પ્રાપ્ત થયેલા શૈવ યોગી ઓ તો નાગા ભમે છે. આ બધા સવારે શૌચ કર્મ કરી, શિવનું ધ્યાન કરી શરીરે ત્રણ વખત ભસ્મ લગાડે છે. આ સાધુઓને ગૃહસ્થ નમસ્કાર કરે તો ૐ નમઃ શિવાય કહીને નમસ્કાર કરે છે અને ગુરૂ સામું શિવાય નમઃ એમ કહે છે. શિવ ભકતોના પાશુપત શૈવ, મહાવ્રતધર અને કાલમુખ એ ચાર ભેદ ઉપરાંત ચાર અન્તર્ભેદ પણ હરિભદ્રે ગણાવ્યા છેઃ—ભરટ, ભકત, લૈઙ્ગિક અને તાપસ. આમાંથી ભરટોજ બધાં તીર્થોમાં શિવપૂજક તરીકે રહે છે. ગમે તે વર્ણનો શિવભકત ભરટ થઇ શકે છે.

જો કે હરિભદ્રે ભરટ સિવાય બીજાનાં લક્ષણો નથી આપ્યાં પણ અનુમાનથી સમજાય છે કે સામાન્ય શિવભકત ભકત, શિવ-લિંગો ધારણ કરનાર લૈઙ્ગિક અને તપશ્ચર્યા કરનાર શિવભકત તાપસ હોવો જોઇએ.

ઉપર નૈયાયિક શૈવ (કે પાશુપત) નાં ચિન્હો લખ્યાં છે તે સાથે નીચે કાપાલિકનાં ચિન્હો સરખાવવાથી પાશુપત તથા શૈવોનો

કાપાલિક અને કાલમુખથી ભેદ સમજાશે. પહેલા બે દક્ષિણ માર્ગી છે; જ્યારે પાછલા બે વામમાર્ગી છે.

---

## કાપાલિક અને કાલમુખ સંપ્રદાયો.

બ્રહ્મસૂત્ર ૨–૨–૩૫ સૂત્રના ભાષ્યમાં રામાનુજ કહે છે કે "કાપાલિકોની માન્યતા એવી છે કે જે માણસ છ મુદ્રિકાનું રહસ્ય જાણે છે, જે એનો ઉપયોગ કરવામાં કુશળ છે, જે માણસ ભગાસનસ્થ પરમાત્માનો યોગ કરે છે તે નિર્વાણના પરમાનંદને પ્રાપ્ત કરે છે. છ મુદ્રિકાઓ નીચે પ્રમાણે છે. ૧ કંઠભૂષણ, ૨ કર્ણભૂષણ ૩ શિરોભૂષણ, ૪ સુવર્ણાલંકાર, ૫ ભસ્મ અને ૬ યજ્ઞોપવીત, જેના શરીર ઉપર આ છ મુદ્રિકાઓ હોય એને પુનર્જન્મ થતો નથી. કાલમુખો માને છે કે આલોક અને પરલોકની ઇચ્છાઓ પૂર્ણ કરવા માટે નીચેનાં સાધનો કરવાં જોઇએ. ખોપરીમાં ખાવું. ચિતાની ભસ્મ શરીરે ચોળવી, ભસ્મ ખાવી, ત્રિશૂળ ધારણ કરવું, દારૂની બાટલી રાખવી અને શ્મશાનવાસી દેવની ભકિત કરવી." રૂદ્રાક્ષ, જટા, ખોપરી, અને ભસ્મ એ ચાર વસ્તુઓ ધારણ કરવાનું તો બીજા શૈવ ગ્રન્થોમાં પણ છે. કાપાલિકો કહે છે કે "સાધારણ દીક્ષા લે કે તરત કોઇ પણ માણસ બ્રાહ્મણ બની જાય છે અને કાપાલિક વ્રતની દીક્ષા લે કે તરત પવિત્ર સાધુ બની જાય છે."

માધવાચાર્યે જો કે સર્વદર્શન સંગ્રહમાં કાપાલિકોના સિદ્ધાંતોનું વર્ણન કર્યું નથી પણ શંકર દિગ્વિજયમાં એક સ્થળે (ઉજ્જે-

ણુમાં) ટીકાકારે, કાપાલિકના આચાર્ય સાથે શંકરાચાર્યના સમાગમનું વર્ણન કર્યું છે, ત્યાં લખ્યું છે કે—

કાપાલિકાચાર્ય શંકરને સામો મળવા આવ્યો, એને શરીરે ચિતા ભસ્મ ચોળેલી હતી, એના હાથમાં ખોપરી તથા ત્રિશૂળ હતાં. એણે શંકરાચાર્યને કહ્યું "તમારે શરીરે ભસ્મ છે એ તો યોગ્ય છે, પણ પવિત્ર ખોપરી ( કપાલ ) ને બદલે આ અપવિત્ર કમંડલુ શા માટે રાખ્યું છે? વમે કપાલિ ભૈરવને શા માટે ભજતા નથી? મનુષ્યનું લોહી અને દારૂથી લાલ ખોપરી વડે પૂજ્યા વગર ભૈરવ શી રીતે ખુશી થવાના હતા?" આ પછી શંકર સાથે ફરતા સુધન્વા રાજા અને આ કાપાલિકાચાર્ય વચ્ચે યુદ્ધ થાય છે. શંકર પણ એને શાપ આપે છે અને બધા કાપાલિકો મરી જાય છે. પછી કાપાલિકાગ્રણી ક્રકચ શંકર પાસે આવીને દારૂથી પોતાનું ખપ્પર ભરે છે, એમાંથી અર્ધું પોતે પી જાય છે અને બાકીનું અર્ધું રહેવા દઈને ભૈરવને જગાડે છે. ભૈરવ પ્રગટ થતાં એને, પોતાના શત્રુ શંકરને મારી નાખવાની પ્રાર્થના કરે છે. પણ શંકર પોતાનોજ અવતાર હોવાથી ભૈરવ ઉલટા ક્રકચને મારી નાખે છે. શંકર દિગ્વિજયમાં લખ્યું છે કે કાપાલિકો ભૈરવનેજ જગતનાં સૃષ્ટિ, સ્થિતિ અને સંહારના કર્તા પરમ દેવ માને છે. તેમજ મદ્યાદિના સેવનથી પોતાની જ્ઞાનશક્તિ તીક્ષ્ણ થાય છે એમ માને છે. આ કાપાલિકો વિષે ભવભૂતિ ( આઠમું શતક ) ના માલતીમાધવ નાટકમાંથી કેટલીક માહિતી મળે છે. માલતીમાધવમાં શ્રી શૈલને કાપાલિકોનું મુખ્ય ધામ માન્યું છે. ભવભૂતિ કાપાલિકોને યોગથી ક્ષણમાં એક સ્થળેથી ઉડીને બીજે સ્થળે જતા વર્ણવે છે. કાપાલિક અઘોર

ઘંટની શિષ્યા કપાલકુંડલા નામની કાપાલિકા ઉંઘતી માલતીને એના ઘરમાંથી મધરાતે ઉપાડી જાય છે અને શ્મશાનમાં ચામુંડાના મંદિરમાં ચામુંડા આગળ ભોગ આપવા માટે ઉભી રાખે છે. આ કપાલકુંડલા માણસની ખોપરીઓની માળા ડોકમાં પહેરે છે.

ભવભૂતિ પેઠે કૃષ્ણમિશ્ર (ઇ. સ. ૧૧ મું શતક) પણ પ્રબોધ ચન્દ્રોદયમાં કાપાલિક પાત્રને દાખલ કરે છે. જે કાપાલિક પોતાનું નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ--" મારી માળા અને ઘરેણાં મનુષ્યનાં હાડકાંઓનાં બનેલાં છે. હું ચિતાની ભસ્મમાં રહું છું અને મનુષ્યની ખોપરીમાંથી ખાઉં છું. હું યોગાંજનથી તીક્ષ્ણ બનેલી દૃષ્ટિ વડે દેખું છું કે બ્રહ્માંડના જુદા જુદા ભાગો ભિન્ન ભિન્ન હોવા છતાં સમગ્ર વિશ્વ ઇશ્વરથી ભિન્ન નથી. હે દિગમ્બર, અમારી ક્રિયાઓ સાંભળ. ઉપવાસ કર્યા પછી બ્રાહ્મણની ખોપરીમાંથી અમે મદ્ય પીએ છીએ. અમારા યજ્ઞો મનુષ્યનાં મગજ અને મનુષ્યનાં માંસ મેદથી થાય છે. વળી લોહી ગળતા મનુષ્ય મેધથી અમે અમારા દેવને પ્રસન્ન કરીએ છીએ. હું ૧૪ લોકના સ્રષ્ટા, રક્ષક અને સંહારક ભવાની પતિને ભજું છું, તેની સ્તુતિ વેદોમાં પણ છે."

માધવના શંકર દિગ્વિજય પેઠે આનન્દ ગિરિના શંકર વિજયમાં શંકર સાથે કાપાલિક સમાગમનું સવિસ્તર વર્ણન છે. એ લખે છે કે " કેટલાક કાપાલિકો સ્ફટિક માળા પહેરે છે, અર્ધ ચન્દ્રનું ચિહ્ન કરે છે અને જટા રાખે છે. એના દેવ ભૈરવ છે જેનાં નીચે પ્રમાણે આઠ રૂપ છે. અસિતાંગ, રૂરૂ, ચંડ, ક્રોધ, ઉન્મત્ત ભૈરવ, કાપાલ, ભીષ્મ અને સંહાર ભૈરવ." આનન્દગિરિ કહે છે કે શંકરાચાર્યે આ કાપાલિકોને પોતાના મતમાં ભેળવી દીધા.

ખીજા ખોપરીની માળા પહેરનાર કટિસૂત્ર તથા વ્યાઘ્ર ચર્મ ધારણ કરનાર, ભસ્મલિપ્ત, હાથમાં ઘંટા તથા કપાલ ધરનાર, ઉન્મત્ત ભૈરવના અનુયાયીઓને પણ શંકર મળે છે. આ કાપાલિકે છેવટ માળવા અને આભીર દેશમાં ચાલ્યા ગયા એમ કૃષ્ણમિશ્ર લખે છે; એ ઉપરથી એમ લાગે છે કે એઓની ભયંકર અને બીભત્સ ક્રિયાઓથી છેવટ આર્ય પ્રજા એટલી કંટાળી ગઇ હશે કે એઓને જંગલોમાં નાશી જવું પડયું, જ્યાં ધીમે ધીમે એઓ ક્ષીણ થઇ ગયા.

આ સંપ્રદાય કેવો ભયંકર તથા બીભત્સ ક્રિયાઓથી ભરપૂર હતો એ ભવભૂતિ, કૃષ્ણમિશ્ર, માધવાચાર્ય, આનન્દગિરિ વગેરેના ઉપલા વર્ણન ઉપરથી દેખાય છે. બીજા ગ્રન્થોમાં પણ એને મળતું વર્ણન મળે છે. પ્રકૃતિનાં ભયંકર તત્ત્વોની ભયંકરતા રૂદ્ર સંબંધી કેટલાક વૈદિક મંત્રોમાં દેખાય છે. પાછલા કાળમાં રુદ્રના ભયંકર રૂપે ભૈરવ કે કપાલીનું નામ ધારણ કર્યું છે અને કાપાલિના પૂજકો કાપાલીકો કહેવાવા લાગ્યા. આ કાપાલિકોએ એમ માન્યું જણાય છે કે ભયંકર કપાલી દેવ એના અનુકરણથી–મદ્યપાન, ખોપરીમાંથી અમેધ્ય પદાર્થોનું ભક્ષણ, નરમેધ વગેરે ભયંકર ક્રિયાઓથીજ પ્રસન્ન થાય. ભૈરવ અથવા કપાલીની મૂર્તિઓ છેક સાતમા આઠમા શતકનાં મનાતાં ધારાપુરી જેવાં ગુફા મન્દિરોમાં પણ છે.

હવે કાપાલિક અને કાલમુખ એક કે જુદા એ વિષે થોડો વિચાર કરીએ. શિવપુરાણમાં કાલમુખને મહા વ્રતધર કહ્યા છે. અહિં મહાવ્રતથી ઉપરોક્ત ભયંકર વ્રતોની અસાધારણતા વિવ-

ક્ષિત્ર લાગે છે. હવે માલતીમાધવનો ટીકાકાર જગદ્ધર કાપાલિક વ્રતનો અર્થ મહાવ્રત કરે છે. આ પ્રમાણે તો કાપાલિક એજ કાલમુખ એમ ઠરે. નાશિક જીલ્લાના કાપાલેશ્વર મન્દિરમાં રહેતા સાધુઓને આપેલાં દાનમાં એમને મહાવ્રતધર કહ્યા છે એથી જગદ્ધરને ટેકો મળે છે.

શૈવ મતોમાં આ કાપાલિક કે કાલમુખ મત સૌથી વધારે બીભત્સ ક્રિયાવાળો લાગે છે. જૂના વખતમાં આથી વધારે શૈવ મતો પ્રચારમાં હશે તો હાલમાં એનાં નિશાની મળતી નથી.

આ જુદા જુદા સંપ્રદાયોના ઉપાસ્ય દેવો વિષે શૈવાગમો કહે છે કે શૈવો તાંડવભૂષણ શિવને ભજે છે, પાશુપતો જટા મુકુટ તથા ભસ્મધારી શિવ રૂપને ભજે છે, મહાવ્રતધરો કપાલમાલી શિવને પૂજે છે, કાલમુખો સ્ફટિકધર તથા પુત્રદીપ (?) ધર શિવને ઉપાસે છે, વામાચારો ઉપવીતધર તથા અગ્નિ હસ્ત શિવને માને છે, અને ભૈરવો ડમરૂધર અને કંકણધર શિવને પૂજે છે.

આ ઉપરથી તો આ સર્વ મતોના ઉપાસ્ય દેવનાં ભૂષણોમાં થોડો ભેદ લાગે છે; વખતે કાપાલિક, કાલમુખ, વામાચાર અને ભૈરવ એ ચારેય એક કાપાલિકના પેટા ભેદ હોય, કારણ કે એ ચારેયની ક્રિયાઓ એક સરખી બીભત્સ છે.

## નવીન શૈવ મતો.

ઉપર્યુક્ત કાપાલિકોનો સંપ્રદાય આ દેશમાં લાંબો વખત જીવ્યો નથી. આ પ્રમાણે જૂના સંપ્રદાયો મૂળ પૌરાણિક શિવ

ભક્તિમાંથી ઉદ્‌ભવ્યા, કેટલોક વખત જોરથી ચાલ્યા અને પાછા શાન્ત થઇ ગયા. આ સંપ્રદાયોને અનુસરતાં અનેક મન્દિરો તથા અનેક મૂર્તિઓ હજી મળે છે એ ઉપરથી એનો ભૂતકાળમાં કેટલો પ્રચાર હતો એ દેખાય છે. પણ એ સંપ્રદાયો જીવ્યા નહિ અને મૂળ પૌરાણિક શિવભક્તિમાંથી નવીન સંપ્રદાયો ઉદ્‌ભવ્યા જેમાંના કેટલાક હજી ચાલે છે. વળી સર્વ સંપ્રદાયોના મૂળમાં રહેલી પૌરાણિક શિવભક્તિ પણ હજી હિંદુસ્થાનમાં ચાલે છે. મધ્ય કાળમાં પણ તાંત્રિક ક્રિયા વગરની શુદ્ધ વૈદિક ભક્તિથી શિવને ભજનારા ભક્તો ઘરમાં પોતાના ઇષ્ટ દેવને ભજતા, એઓએ ઝાઝાં મન્દિરો બાંધ્યાં નથી. પણ જૂના સંપ્રદાયો શાંત થયા પછી આ ભક્તોએ માત્ર લિઙ્ગને કે શિવનાં સાદાં નટરાજ જેવાં રૂપને ભજવાનો માર્ગ ચલાવ્યો, લિંગ પ્રતિષ્ઠાવાળાં હજારો મન્દિરો ઉભા કર્યાં અને સ્માર્ત પ્રજાને આ સાદી શિવભક્તિને માર્ગે વાળી. આ લોકોએ શૈવ ધર્મમાંથી બીભત્સ ક્રિયાઓને કાઢી નાખી શિવભક્તિને સ્માર્ત નૈતિક ધર્મને અનુકૂળ કરી. આજે હજારો સ્માર્ત બ્રાહ્મણો પૌરાણિક રીતે શિવભક્તિ કરે છે. અહિં કહેવું જોઇએ કે જૂના શૈવ સંપ્રદાયો દ્વૈતવાદી હતા ત્યારે આ નવા સંપ્રદાયો અદ્વૈતવાદી છે.

---

## દ્રાવિડ સંપ્રદાય.

શૈવ ધર્મ દ્રાવિડ કે તામીલ દેશમાં જૂના કાળથી પ્રચલિત છે અને એનું સાહિત્ય પણ ઘણું છે; જેમાં ૧૧ સંગ્રહો ખાસ છે. પહેલા ત્રણ સંગ્રહોમાં, બહુ પૂજ્ય મનાતા તિરૂજ્ઞાન સંબંધ

નામના સાધુનાં રચેલાં સૂકતો છે. આ સૂકતોની સંખ્યા ૩૮૪ની છે. દરેક સૂકત ( જે પડિગમ કહેવાય છે ) માં ૧૦, ૧૦ શ્લોકો હોય છે. બીજા ત્રણ સંગ્રહો સંબંધનાજ વૃદ્ધ સમકાલિન અપ્પરના રચેલા છે. આ અપ્પર પહેલાં બૌદ્ધ હતા, પછી જૈન થયા અને છેવટ શૈવ થયા. ૭ મો સંગ્રહ સુંદર નામના બ્રાહ્મણ ભકતનો રચેલો છે, જે ભકત ઉપરના ભકતથી એક પેઢી અર્વાચીન છે. આ સાતે સંગ્રહો દેવારમ્ કહેવાય છે. અને દ્રાવિડ શૈવો એને વેદ સાથે સરખાવે છે. શિવ પાસે તથા શિવના કેટલાક ઉત્સવોમાં એક તરફથી જ્યારે કેટલાક બ્રાહ્મણો વેદ મંત્રો બોલે છે ત્યારે બીજા આ દેવારમ્માંથી સ્તોત્રો ગાય છે. આઠમો સંગ્રહ તિરૂવાસગમ્ કહેવાય છે, એ ઉપનિષદ્ જેવો ગણાય છે. એના કર્તાનું નામ માણિક વાસગર છે. નવમા સંગ્રહમાં દેવારમ્ના અનુકરણમાં થયેલાં સ્તોત્રો છે. આમાંનાં કેટલાંકનો લેખક એક કન્દરાદિત્ય નામનો ચોલ રાજા છે. જેનાથી રાજરાજ ચોલ ( ઇ. સ. ૯૮૪-૮૫ માં ગાદીયે બેઠા ) પાંચમો હતો. ૧૦ મા સંગ્રહમાં તિરૂમુલર નામના યોગીએ રચેલાં ભેદભરેલાં કાવ્યો છે. ૧૧ મા સંગ્રહમાં પરચુરણ સંગ્રહ છે, જેમાંના છેલ્લા ૧૦ ભાગો નમ્બીઆન્દારનમ્બીના રચેલા છે. આમાંનો ત્રીજો પેરીય પુરાણ નામથી પ્રખ્યાત તામીલ પુરાણના મૂળ રૂપ છે. પેરીયપુરાણ સાથે આ ૧૧ સંગ્રહો તામીલ ભાષામાં લખાયેલા છે અને તામીલ શૈવોના ધાર્મિક સાહિત્ય રૂપ ગણાય છે. આ ઉપરાંત સન્તાન આચાર નામના ૧૪ ગ્રન્થો છે, જે સિદ્ધાન્ત શાસ્ત્રો કહેવાય છે; આમાં તત્ત્વજ્ઞાન ભર્યું છે. આમાંથી સૌથી વિશેષ માનપાત્ર સિદ્ધાન્તશાસ્ત્રના કર્તા તિરૂજ્ઞાન સંબંધ

ગણાય છે. આ ભકત બ્રાહ્મણ હતા અને ન્હાનપણથી એનામાં કવિતા કરવાની શક્તિ દેખાતી હતી. એનાં કાવ્યો શુદ્ધતમ ભક્તિનાભાવોથી ભરેલાં તથા સંગીતમય છે. મૂળ તો આ કાવ્યો દ્રાવિડ રાગોમાં રચાયાં હતાં, પણ પાછળથી ઉત્તરના રાગોમાં ગવાવા લાગ્યાં તથા એને નામો પણ ઉત્તરનાં મળ્યાં. દરેક શૈવ મન્દિરમાં શિવ મૂર્તિની પડખે, જેમ વિષ્ણુની પડખે આલવારની મૂર્તિ બેસારવામાં આવે છે, તેવી રીતે આ ભકતની મૂર્તિ બેસારવામાં આવે છે અને તામિલ કવિઓ તથા તત્ત્વજ્ઞાનીઓ પોતાના ગ્રન્થના મંગલાચરણમાં એને પણ નમસ્કાર કરે છે. આ તિરૂજ્ઞાન સંબંધ બૌદ્ધો અને જૈનોના જબરા વિરોધી હતા અને એનાં સૂકતોના દરેક દશમા શ્લોકમાં એ વિરોધી મતો ઉપર આક્ષેપ છે. એક વખત મદુરાના કુણી પાંડ્યની રાણીએ એને પોતાની સભામાં બોલાવ્યા હતા, જ્યા બૌદ્ધો અને જૈનો સાથે શાસ્ત્રાર્થ થતાં રાજા શૈવ થયા.[1] આ તિરૂજ્ઞાન સંબંધના સમય માટે ડૉ. સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરે નીચે પ્રમાણે વિચાર કર્યો છે. તાંજોરના રાજરાજેશ્વર મન્દિરના એક લેખમાં રાજરાજદેવ પોતાના રાજ્યના ૨૯ મા વર્ષમાં એક મન્દિરમાં તિરૂપદીયમ્ (તિરૂજ્ઞાન સંબંધ પદિગમ્) ગાનારાઓના નિભાવ માટે નિત્ય અમુક દાન આપવાનું લખે છે.[2]

---

૧ ઉપરની સઘળી હકીકત Indian Antiquary Vol. XXV p. 113 માં છપાયેલા પી. સુન્દરમ પીલાઇના સમર્થ લેખને આધારે Vaisnavism, Shaivism p. 140 માં લખાયેલી હકીકતનો અનુવાદ છે.

2. South Indian Inscriptions Vol. II p. 252 No. 65.

એના લેખમાં એક ચન્દ્ર ગ્રહણના ઉલ્લેખ ઉપરથી રાજરાજદેવની ગાદીએ બેસવાની તારીખ ઇ. સ. ૯૮૪-૯૮૫ નક્કી કરવામાં આવી છે.[1] બીજા એક લેખ સાથે આનો મેળ બેસે છે.[2] આ રાજાએ મહારાષ્ટ્રના પાછળના ચાલૂક્ય વંશના સ્થાપક તૈલપ રાજા પછી ગાદીયે આવનાર સત્યાશ્રયને હરાવ્યો હતો, જે સત્યાશ્રય ઇ. સ. ૧૦૦૮ માં ગુજરી ગયો. આ પ્રમાણે રાજરાજના ૨૯ મા વર્ષ પહેલાં એટલે ઇ. સ. ૧૦૧૩ પહેલાં તિરૂજ્ઞાન સંબંધનાં કાવ્યો એટલાં પૂજ્ય મનાવા લાગ્યાં હતાં કે શત રૂદ્રીયનો પાઠ જેમ પુણ્ય કાર્ય ગણાય તેમ એનો પાઠ પુણ્ય કાર્ય ગણાવા લાગ્યો હતો. આવી પૂજ્યતા મેળવવા માટે એ કાવ્યો ૧૧ મા શતકથી લગભગ ૪૦૦ વર્ષ જૂનાં હોવાં જોઇએ. શ્રીયુત સુન્દરમ્ પીલાઇ તિરૂજ્ઞાન સંબંધને ઈ. સ. ના સાતમા શતકમાં થઇ ગયા માને છે એ ઉપરના વિચારથી ખરૂં લાગે છે.

આટલા જૂના કાળમાં શૈવ ધર્મ દ્રાવિડ દેશમાં પ્રચારમાં હતો એમ દેખાડનારાં બીજાં સ્વતંત્ર પ્રમાણો છે. કાંચીપુરના શૈવ મન્દિરોના લેખો કાંચીમાં ૬ ઠ્ઠા શતકમાં શૈવ ધર્મ જોરમાં હોવાનું સાબીત કરે છે. પલ્લવ રાજા રાજસિંહે એક શિવ મન્દિર બંધાવ્યું હતું અને એમાં પધરાવેલા દેવને પોતાના નામથી રાજસિંહેશ્વર નામ આપ્યું હતું. કેટલાક જૂના લેખો ઉપરથી આ રાજસિંહ જૂના ચાલૂક્ય રાજા પુલકેશીનો સમકાલિન જણાય છે.[3] આ પુલ-

1. Indian Antiquary Vol. XXIII p. 227.
2. South Indian Inscriptions Vol. II. p. 2.
3. ,, ,, Vol. II. p. 11.

કેશીનો સમય ૬ ઠ્ઠા શતકના મધ્ય ભાગમાં છે. કારણ કે એનો પુત્ર કીર્તિવર્મા ઇ. સ. ૫૬૭ માં ગાદીયે બેઠો.[1] આ વખતમાં પણ સાદી શિવભક્તિજ નહિં પણ કોઇક જાતનું શૈવ મત સંબંધી તત્ત્વજ્ઞાન પણ પ્રચારમાં આવ્યું હતું. જેનો ધીમે ધીમે પાછળથી થયેલા મેયકન્દાન ( શિવજ્ઞાન બોધ ના કર્તા ) અરૂ નન્દી ( શિવજ્ઞાન સિદ્ધિયરના કર્તા ) મરાઇ જ્ઞાન સંબંધ તથા શ્રી ઉમાપતિ શિવાચાર્ય ( શિવપ્રકાશમ્‌ના કર્તા ) વગેરે સન્તાન આચાર્યોએ વિકાસ કર્યો. આ શૈવ તત્ત્વજ્ઞાન શિવસિદ્ધાન્ત નામથી દ્રાવિડમાં પ્રખ્યાત છે.

હવે દ્રાવિડમાં શૈવ ધર્મનો પ્રચાર શી રીતે થયો એનો વિચાર કરીએ. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌થી શરૂ થયેલી શિવભક્તિનો પાશુપત મત રૂપે મહાભારતના વખતમાં વિકાસ થયો હતો એ આપણે જોયું છે. અહિં એક વાત સ્પષ્ટ કરવાની જરૂર છે કે ઉપર પાશુપત સંપ્રદાય તરીકે સર્વદર્શન સંગ્રહમાંથી જે ઉતારો કર્યો છે એમાં કહેલું સ્વરૂપ તો મહાભારતના વખત પછી ઘણે વખતે એણે ધારણ કર્યું હશે. પણ મૂળ શૈવ ભક્તિનું જે સાદું રૂપ મહાભારત શાંતિ પર્વના તથા પતંજલીના વખતમાં જોરમાં પ્રચારમાં હતું તે અહિં ઉદ્દિષ્ટ છે. પછી ગુપ્ત સમયમાં, ઉત્તરમાં એ મત ફરી જોરમાં આવ્યો હતો. એ વખતે એટલે ઇ. સ. ચોથી પાંચમી શતાબ્દીમાં ઉત્તરની જે સંસ્કૃતિ દક્ષિણમાં ફેલાઇ તેમાં વૈષ્ણવ ધર્મ અને શૈવ ધર્મ પણ ફેલાયા. આ નવીન ધર્મ પ્રચારના પ્રથમ પ્રવાહમાં દ્રાવિડનાં જે ઉન્નત હૃદયોએ સ્નાન કર્યું તેમાં વૈષ્ણવ આલવારો

1. Early History of the Dekkan, Second Edition p. 61.

અને ઉપર કહેલા શિવભકતોનો સમાવેશ થાય છે. આવા શિવ-ભકતોની કુલ સંખ્યા સુન્દર મૂર્તિનાયનારે પેરીય પુરાણમાં ૬૩ની આપી છે. પણ પાછળથી એ સંખ્યામાં ઉમેરો થતાં હાલમાં લગભગ ૭૩ શિવભકતોની મૂર્તિઓ મળે છે.[૧] આ ભકતોએ ઉપર કહેલા ક્રમમાં શૈવ ભકિતનો દ્રાવિડમાં મૂળ પ્રચાર કર્યો જણાય છે. પણ ઉત્તરના પાશુપત વગેરેને મળતા આગમાન્ત શૈવ મતના નામથી ઓળખાતા શૈવ સંપ્રદાયનો વર્તમાન રૂપમાં પ્રચાર પાછળથી થયો છે, આ પ્રચારનો ઇતિહાસ ગોપીનાથરાવના શબ્દોમાં નીચે ટુંકામાં આપ્યો છે.[૨]

---

## આગમાન્ત શૈવ સંપ્રદાય.

આગમાન્ત શૈવ ગ્રન્થોમાંજ લખ્યું છે કે ગોદાવરી નદીના કાંઠા ઉપર મંત્રકાલી નામના સ્થળમાં પહેલાં શૈવો રહેતા હતા. ત્યાં મંત્ર-કાલેશ્વરના મન્દિરની આસપાસ ચાર મઠો હતા જેમાં મુખ્ય મઠનું નામ આમર્દક હતું. પછી જ્યારે ચોલ રાજા રાજેન્દ્ર ચોલદેવ ઇ. સ. (૧૦૧૮ થી ૧૦૩૫) દિગ્વિજય કરતો કરતો ઉત્તરમાં ગંગા–ગોદાવરી સુધી ગયો ત્યારે એ આ શૈવોને મળ્યો અને પોતાના નગર તરફ પાછા ફરતી વખત એ રાજા કેટલાક શૈવ ભકતોને પોતાના રાજ્યમાં તેડી આવ્યો. અને એ વખતથી તોંડઇમંડળ અને ચોલમંડલમાં શૈવો

---

૧ ૬૩ ભકતોનાં નામ માટે તથા એમાંથી કેટલાકની મૂર્તિઓ માટે જુવો. Hindu Iconography Vol. II Part II p. 475.

2. Hindu Iconography Vol. II Part I p. 4 to 15.

આવ્યા છે. આ વખતથી શૈવ ધર્મના પ્રચારને દક્ષિણમાં નવું જોર મળ્યું અને આગમાન્ત શૈવ સંપ્રદાય સંબંધી અનેક નવા ગ્રન્થો રચાયા. ઉપર કહેલો આમર્દક મઠ પ્રખ્યાત છે; એની અનેક શાખાઓ હિન્દુસ્થાનના જુદા જુદા ભાગોમાં હતી. સિદ્ધાન્તસારાવલિ, અને ક્રિયાક્રમદ્યોતિનિ જેવા ગ્રન્થોમાં તથા અનેક જૂના લેખોમાં આ મઠનો ઉલ્લેખ કરેલો છે. આ મઠોના કેટલાક સાધુઓ મ્હોટા લેખકો થઇ ગયા છે, અને એઓ એ વખતના રાજાઓ પાસે ઘણું જોર ધરાવતા. અઘોર શિવાચાર્યનો ક્રિયાક્રમદ્યોતિનિ, ત્રિલોચન શિવાચાર્યનો સિદ્ધાન્તસારાવલિ અને વામદેવ શિવાચાર્યના પુત્ર નિગમજ્ઞાનદેવનો જીર્ણોદ્ધારદશકમ્ એ વખતના દ્રાવિડમાં આવી વસેલા શૈવ બ્રાહ્મણોની સાહિત્ય પ્રવૃત્તિનો બળવાન પુરાવો છે. આમાંના પહેલા અઘોર શિવાચાર્ય શક ૧૦૮૦ (ઇ. સ. ૧૧૫૮) માં થઇ ગયા. ત્રિલોચના શિવાચાર્ય તે પછી થોડે વખતે થયા છે, કારણ કે પહેલાના ગ્રન્થમાંથી ઉતારો કરે છે અને ત્રીજા આચાર્ય ૧૪ મા શતકના આરંભમાં થઇ ગયા છે. વળી તાંજોરમાં બૃહદીશ્વર મન્દિર બંધાવનાર મહાન રાજરાજે (ઇ. સ. ૯૮૫ થી ૧૦૧૫) એ મન્દિરના આચાર્ય તરીકે સર્વ શિવ પંડિત શિવાચાર્યને નીમ્યાનો, તથા એના આર્ય દેશના મધ્ય દેશના અને ગૌડ દેશના શિષ્યો તેમજ પ્રશિષ્યોજ મુખ્ય આચાર્ય થઇ શકે એવી આજ્ઞા કર્યાનો ઉલ્લેખ મળે છે.[1] વળી શૈવાચાર્યોમાંના કેટલાક રાજગુરૂઓ હતા અને એ વખતના રાજાઓ ઉપર જબરી સત્તા ચલાવતા હતા. દાખલા તરીકે કુલોત્તુંગ

1. South Indian Inscriptions Vol.ii Part p. 158.

ચોલદેવે તિરૂકાદવુરના મન્દિરમાં બે શૈવ આચાર્યોને નીમેલા પણ એના રાજગુરૂ સ્વામી દેવરે એ નીમણુંક રદ કરી બીજા શૈવાચાર્યોને નીમ્યા.[૧]

બધા આગમો સ્પષ્ટ કહે છે કે શૈવાગમો વિંધ્યાની દક્ષિણમાં છે. જેને અઘોર શિવાચાર્ય પણ ટેકો આપે છે માટે રાજેન્દ્ર ચોલદેવ મધ્ય દેશમાંથી શૈવ બ્રાહ્મણોને દક્ષિણમાં લઇ આવ્યાં; અને પછી તેઓએ દક્ષિણમાં આગમો જાળવી રાખ્યા.[૨]

અહિં આગમાન્ત શૈવો અને ઉપનિષદો ઉપરથી પોતાના તત્ત્વ-જ્ઞાનનો આધાર રાખનારા વેદાન્ત શૈવો જુદા પડે છે. આ બે શૈવમાર્ગ કેટલીક બાબતમાં એક બીજાથી તદ્દન જુદા છે. આગમાન્ત સંપ્ર-દાયવાળા વેદને આગમોથી ઉતરતા માને છે. તથા મીમાંસકો અને અદ્વૈતવાદીઓને પણ ગણે છે, અર્થાત્ શૈવ દીક્ષાઓ લેવા માટે અયોગ્ય માને છે. સામા પક્ષમાં વૈદિક શૈવો આગમાન્ત વાદીઓને વેદ બાહ્ય અને નાસ્તિક માને છે, આગમાન્ત વાદીઓની દીક્ષા (જેને એ લોકો અંકુરાર્પણ કહે છે), ષડધ્વનું તત્ત્વજ્ઞાન વગેરે વૈદિક નથી એ તો નક્કી; વળી વેદાન્તીઓથી જુદા પડીને આગમાન્તવાદીઓ સ્ત્રી શૂદ્રને ધાર્મિક ક્રિયામાં ભેળવે છે; એટલુંજ નહિં પણ શૂદ્રને દીક્ષા આપવાનો પણ અધિકાર આપે છે. આ રીતે આગમાન્ત (અવૈદિક) અને વૈદિક શૈવ મત શરૂઆતમાં અત્યંત ભિન્ન હોવા

---

1. No 40 of Madras Epigaphists collection.

૨ દક્ષિણના શૈવ મંડાના ઉદ્ભવ તથા વિકાસ વિષે વધારે જાણવા માટે ક્રિયા-ક્રમદ્યોતિનિ તથા સિદ્ધાન્તસારાવલી જુવો.

છવા પાછળથી અવૈદિકની વૈદિક સાથે એકતા કરવાનો પ્રયાસ થયો છે. બ્રહ્મસૂત્ર ઉપર આગમાન્ત શૈવમતાનુસાર ભાષ્ય લખનાર શ્રીકંઠ શિવાચાર્ય સ્પષ્ટ કહે છે કે "અમે વેદ અને શિવાગમ વચ્ચે ભેદ જોતા નથી. કારણ કે વેદ પણ શિવાગમ છે. માત્ર વેદ ત્રિવર્ણ માટે છે જ્યારે શિવાગમ ચારે વર્ણ માટે. બેયનો એકજ શિવ કર્તા છે. શ્રુતિ કહે છે કે ईशानः सर्व विद्यानां." અને એથી પણ અર્વાચીન કાળમાં અપ્પય દીક્ષિત (૧૬ મું શતક) ના વખતમાં વેદાન્તીઓએ આગમાન્ત સિદ્ધાન્તોનો અભ્યાસ કરવા માંડ્યો તથા એ મતના કેટલાક આચારો સ્વીકાર્યા. વર્તમાનમાં જો કે આગમાન્ત શિવરૂપોની વૈદિક શૈવો પણ પૂજા કરે છે ખરા તથા પંચાક્ષર મંત્રની દીક્ષા લીયે છે; પરંતુ બીજી તાંત્રિક દીક્ષાઓ લેતા નથી તેમજ તાંત્રિક બ્રાહ્મણોને હલકા ગણી એની સાથે ભોજન વ્યવહાર રાખતા નથી. આ તાંત્રિક બ્રાહ્મણો માત્ર કેટલાંક શિવ મન્દિરોમાં પૂજારી તરીકે હવે રહ્યા છે. અહિં એટલું કહેવું જોઇએ કે વૈષ્ણવ તથા શૈવ મૂર્તિઓ અને મન્દિરોનો જેવો વિકાસ તાંત્રિકોએ કર્યો છે એવો વૈદિકોએ કર્યો નથી. મૂર્તિઓ, અને મન્દિરો વિષે શિલ્પ અને સ્થાપત્યની પણ સવિસ્તર સૂચનાઓ આગમોમાંજ મળે છે.

શૈવ દીક્ષાઓ—આ અવૈદિક શૈવ માર્ગોનું મુખ્ય લક્ષણ એમની દીક્ષાઓ છે. માટે એનું ટુંકામાં સ્વરૂપ જોઇએ. શૈવો માને છે કે દીક્ષા વગર મોક્ષ થતો નથી અને દીક્ષા વખતે સાક્ષાત્ શિવ આચાર્ય રૂપે હાજર રહે છે. દીક્ષાની ક્રિયામાં જુદા જુદા આકારના કુંડો અને મંડલોની જરૂર પડે છે. એ વખતે કુંભમાં શિવનું આવાહન કરવામાં આવે છે તથા જુદા જુદા હોમો કરવામાં

આવે છે. આ સર્વ પ્રક્રિયાનું તથા કુંડો અને મંડલોના આકારાદિ કનું સવિસ્તર વર્ણન બધા આગમોમાં છે. શિષ્યની યોગ્યતાનુસાર દીક્ષાઓ જુદી જુદી જાતની હોય છે. જે માણસ સંસારનો ત્યાગ કરીને માત્ર સતત ગુરુસેવા દ્વારા મોક્ષ ઇચ્છતો હોય તે દીક્ષા યોગ્ય ગણાય છે. દીક્ષા યોગ્ય થવા માટે ગુરૂની કૃપા આવશ્યક છે. આ ગુરૂકૃપા શૈવ મતમાં શક્તિપાત નામથી ઓળખાય છે, શક્તિપાત ચાર જાતનો હોય છે. તાત્કાલિક, ઉતાવળો, ધીમો અને અતિ ધીમો. શક્તિપાતના આ પ્રકારને અનુસરી દીક્ષાના પ્રકારમાં પણ ફેર પડે છે. છેલ્લા પ્રકારનો શક્તિપાત જેને મળે છે તે સમય દીક્ષા માટે યોગ્ય થાય છે.

**સમય દીક્ષા**—આમાં, ગુરૂ પહેલાં તો પોતામાં શિવનું મંત્ર દ્વારા આવાહન કરે છે. પછી અમુક ક્રિયાઓ કરે છે. પછી પોતાની અંજલિમાં પુષ્પો લઇને ઉભેલા શિષ્યને આંખે પાટા બાંધીને મંડપની અમુક પ્રદક્ષિણાઓ કરાવી કુંભ આગળ ઉભો રાખે છે. પછી એની આંખેથી પાટા છોડી નાખી એને કુંભ ઉપરના દીવાની, પુષ્પોથી પૂજા કરવાનું કહે છે. આ વખતે ગુરૂ પોતાના દક્ષિણ હસ્તને તેજોરૂપ તથા સાક્ષાત્ શિવહસ્ત રૂપ ગણીને મૂલમંત્રના ઉચ્ચાર સાથે શિષ્યના માથા ઉપર મૂકે છે. મસ્તક ઉપર તથા આખા શરીર ઉપર આ રીતે ગુરૂના દક્ષિણ હસ્તના સ્પર્શથી શિષ્યના પાશો કપાઇ જાય છે. પછી ગુરૂના કહેવાથી શિષ્ય અંજ-લિનાં પુષ્પોને કુંભના દીવા ઉપર નાખે છે. આ પુષ્પો કુંભના માથા ઉપર કે ચાર દિશામાંથી જે દિશામાં પડે એને અનુસરી શિષ્યનું દીક્ષા નામ પાડવામાં આવે છે. કારણ જુદી જુદી દિશાનાં

શિવનાં ઇશાન, તત્પુરૂષ વગેરે જુદાં જુદાં રૂપ ગણાય છે. બ્રાહ્મણ કે ક્ષત્રિય શિષ્યને શિવ કે દેવ પ્રત્યયવાળું અને વૈશ્ય કે શૂદ્ર શિષ્યને ગણ પ્રત્યયવાળું નામ અપાય છે. આ રીતે પુષ્પો ઇશાન રૂપની દિશામાં પડે તો અને શિષ્ય બ્રાહ્મણ કે ક્ષત્રિય હોય તો ઇશાન દેવ અને વૈશ્ય કે શૂદ્ર હોય તો ઇશાન ગણ કહેવાય છે. શિષ્ય સ્ત્રી હોય તો વર્ણાનુસાર શક્તિપ્રત્યય લગાડી ઇશ શિવશક્તિ, કે ઇશ ગણ શાક્ત જેવું નામ પાડવામાં આવે છે. આ સમય દીક્ષા ગ્રહણ કરનારાઓ સમયી કહેવાય છે અને રૂદ્રપદ પામે છે. આ દીક્ષિતો આગમોક્ત ચર્યા પાદનાં કર્તવ્યો સેવે છે.

વિશેષ દીક્ષા--બીજી દીક્ષા વિશેષ દીક્ષા કહેવાય છે; જેને ત્રીજા પ્રકારનો શક્તિપાત પ્રાપ્ત થાય છે તેમને આ દીક્ષા મળે છે. ઉપર્યુક્ત સમય દીક્ષા પ્રમાણે આમાં પણ ઘણી ખરી ક્રિયા કરવામાં આવે છે. પણ આમાં ગુરુ શિષ્યના આત્માનો યોગ કરે છે એમ ગણાય છે તથા ગુરૂ પોતાના ચિત્તમાં વાગીશ્વરી અને વાગીશ્વરના સંયોગનું ધ્યાન ધરે છે. પછી ગુરૂ શિષ્યને સમયાચાર શીખવે છે. જેમાં શિવ, શિવશાસ્ત્ર, શિવાગ્નિ તથા ગુરૂની નિંદા ન કરવી તથા ન સાંભળવી, શિવનિર્માલ્ય અન્નાદનું સેવન ન કરવું, તથા મરણ પર્યંત શિવાગ્નિ અને ગુરૂની પૂજા કરવી વગેરે છે આ વિશેષ દીક્ષા મેળવનાર ઇશ્વર પદને પ્રાપ્ત કરે છે. એ પુત્રક ગણાય છે, એને આગમોક્ત ચર્યાપાદ અને ક્રિયાપાદ બન્નેનાં કર્તવ્યો કરવાં પડે છે. અહિં કહેવું જોઇએ કે પહેલી દીક્ષા મેળવનારનો માર્ગ દાસ માર્ગ કહેવાય છે.

નિર્વાણ દીક્ષા—જેને શક્તિપાત ઉતાવળો અથવા તાત્કાલિક પ્રાપ્ત થાય છે એને નિર્વાણ દીક્ષા મળે છે. આ પ્રકારની દીક્ષામાં

શિષ્યના પાશો સદેહાવસ્થામાંજ કપાઇ જાય છે. આમ બતાવવા માટે એને શિખાથી પગ સુધીમાં થોડાં દોરડાં બાંધે છે. આ આ દોરીમાં શિષ્યના ચૈતન્યનું ગુરૂ આવાહન કરે છે અને પછી મલ, માયા, કર્મ અને કળાના પાશોમાંથી છૂટવા માટે જે અનેક જન્મોની જરૂર પડે તે થઇ ગયાની ગુરૂ કલ્પના કરે છે અને પછી એ દોરીઓને કાપી નાખે છે. ફરી આ પાશો ન નડે એ માટે ગુરૂએ કાપેલી દોરીઓને અગ્નિમાં નાખી દે છે. આટલો વિધિ થયા પછી શિષ્યનો આત્મા શિવ સમાન વિશુદ્ધ થયો ગણાય છે. શિવ સાથેની આ એકતાને બરાબર સ્થાપિત કરવા માટે એક બીજી ક્રિયા પણ કરવામાં આવે છે. ગુરૂ શિષ્યના આત્મા સાથે સર્વજ્ઞત્વ, પૂર્ણ-કામત્વ, અનાદિ જ્ઞાન, અપાર શક્તિ અને સ્વાધીનતા નામના શિવના પાંચ ગુણોને જોડે છે. આ ઉપરાંત બીજી પણ થોડી ક્રિયાઓ છે જેનો અહિં વિસ્તાર કર્યો નથી.

હવે નિર્વાણ દીક્ષા પામેલાના બે ભેદ છે; સાધકો અને આચાર્યો અને આ સાધક કે આચાર્યનું પદ લેવા માટે ફરી તે તે પદની ખાસ ક્રિયા કરવી પડે છે. સાધકને અણિમાદિ આઠ સિદ્ધિઓ મળી ગણાય છે. સાધકોને સ્નાન, જપ, પૂજા, ધ્યાન, હોમ વગેરે નિત્ય કર્મો તથા કામ્ય કર્મો કરવાનો અધિકાર મળે છે. જ્યારે આચાર્યોને દીક્ષા તથા મૂર્તિ પ્રતિષ્ઠા જેવાં નૈમિત્તિક કર્મો કરવાનો પણ અધિકાર છે.

ઉપર્યુક્ત નિર્વાણ દીક્ષાના બે પ્રકાર છે. ૧ લોકધર્મિણી કે લૌકિકી અને ૨ શિવધર્મિણી કે નૈષ્ઠિકી; પહેલા પ્રકારની દીક્ષા લેના-રને જટા રાખવાની કે વાળ કાપી નાખવાની જરૂર નથી, જ્યારે

બીજા પ્રકારની દીક્ષા લેનારે બ્રહ્મરંધ્રને ઢાંકે એવી રીતે માથા ઉપર જટા રાખવી. શૈવો વૈદિક અને શૈવ બન્ને પ્રકારનાં કર્મો કરી શકે છે, પણ જો વૈદિક કર્મો શૈવતંત્ર વિરૂદ્ધ હોય તો તો એ ન કરે. જેઓ છેલ્લી દીક્ષા લે છે તેઓ તો વૈદિક સંધ્યા પણ તજી દીયે છે પરંતુ શૈવ સન્ધ્યા નથી તજતા.

ઉપર જે આગમાન્ત શૈવ ધર્મની દીક્ષાઓનું ટુંકું વર્ણન કર્યું તેના મૂળભૂત શૈવાગમો શિવના સદ્યોજાત વગેરે ચાર મુખમાંથી પાંચ પાંચ અને છેલ્લા ઇશાન મુખમાંથી આઠ નીકળ્યા છે; આ રીતે કુલ ૨૮ ગણાય છે.* આમાંના કેટલાક આગમો આજે દ્રાવિડ દેશમાં મળે છે. ગોપીનાથરાવે પોતાના હિંદુ મૂર્તિઓ વિષેના ગ્રન્થમાં જુદા જુદા આગમોમાંથી પુષ્કળ ઉતારા કર્યા છે. આ આગમો ઘણી રીતે સર્વ સંપ્રદાયોના મૂળમાં હોય એમ જણાય છે. સર્વ સંપ્રદાયોએ પોત પોતાના તત્ત્વજ્ઞાનના મૂળ પાયા રૂપે આગમોની પરિભાષા થોડે ઘણે અંશે સ્વીકારી છે.

## શૈવ સિદ્ધાન્ત.

આગમાન્ત શૈવ મતમાંથી દીક્ષા વિષે ઉપર સવિસ્તર ઉતારો કરવાનું કારણ એ છે કે શૈવાગમો કેટલેક અંશે પાશુપતાદિ સર્વ શૈવ સંપ્રદાયોને સામાન્ય છે અને એમાં કહેલી દીક્ષાઓ પણ

* ૨૮ શૈવાગમોનાં નામ—૧ કામિકાગમ ૨ યોગાગમ ૩ ચિન્ત્યાગમ, ૪ કારણાગમ ૫ અજીતાગમ, ૬ દીપ્તાગમ ૭ સૂક્ષ્માગમ ૮ સહસ્રાગમ ૯ અંશુમાનાગમ ૧૦ સુપ્રભેદાગમ ૧૧ વિજ્ઞાનાગમ ૧૨ વિજયાગમ ૧૩ નિઃશ્વાસાગમ ૧૪ સ્વાયંભુવાગમ ૧૫ અનલાગમ ૧૬ વીરાગમ ૧૭ રૌરવાગમ ૧૮ મુકુટાગમ ૧૯ વિમલાગમ ૨૦ ચન્દ્રજ્ઞાનાગમ, ૨૧ મુખ્ય બિમ્બાગમ ૨૨ પ્રોદ્ગીતાગમ ૨૩ લલિતાગમ ૨૪ સિદ્ધાગમ ૨૫ શાન્તાગમ ૨૬ નરસિંહાગમ ૨૭ કિરણાગમ ૨૮ વાતુલાગમ.

કેટલેક અંશે પાશુપતાદિને સામાન્ય હશે. પણ હવે જૂના શૈવ ભકતોના વિચાર સાથે આગમાન્ત શૈવ સંપ્રદાયનો સંગમ થયા પછી બીભત્સ ક્રિયાઓ વગરનો જે શૈવ માર્ગ હાલમાં દ્રાવિડ દેશમાં પ્રચલિત થયો છે તેના સિદ્ધાન્તો જોઇએ. અહિં એક વાત કહી લેવાની જરૂર લાગે છે કે ઉપર પ્રમાણે દીક્ષાઓ લેનાર શૈવ યોગીઓ શૈવ મન્દિરમાં કદાચ મળી આવે, પણ દ્રાવિડના ગૃહસ્થ શૈવ બ્રાહ્મણો તો હાલમાં વૈદિક શૈવ ધર્મ પાળે છે, શૈવ મન્દિરોમાં દર્શન કરે છે અને પોતાના ઘરમાં શિવલિઙ્ગ વગેરે પૂજે છે, આવા શૈવ બ્રાહ્મણોની ઘણી વસ્તી મદ્રાસ ઇલાકામાં છે. આ શૈવો જે શૈવ તત્વજ્ઞાન માને છે તેનો ટુંકો સાર નીચે જે. એમ. નલ્લ સ્વામી પીલાઇના શૈવ સિદ્ધાન્ત નામના ગ્રન્થ ઉપરથી તથા એ ગ્રન્થના ઉપોદ્ઘાતમાંથી લીધો છે. આ ગ્રન્થકાર, આ શૈવ તત્વજ્ઞાનને શૈવ સિદ્ધાંત કહે છે અને તિરૂજ્ઞાન સંબંધ, મેયકન્દાન વગેરે પ્રાચીન ભકતો તથા સિદ્ધાન્ત લેખકોના શબ્દોમાંથી પોતાનો મત પ્રતિપાદન કરે છે.

શૈવ સિદ્ધાન્ત દ્વૈતવાદી છે. અને પતિ–શિવને, પશુ–(જીવ) અને જગત્ બન્નેમાં વ્યાપક માને છે. આ બન્ને પતિને આધીન છે તથા એથી જુદાં પડી શકે એવાં નથી. બીજા શબ્દોમાં જેમ શરીર અને મન એક છે એમ જીવ અને શિવ એક છે. જોકે જીવ શિવ સાથે એકતા કરે છે છતાં જીવ એ શિવ નથી અને શિવ એ જીવ નથી. તોપણ શિવ વગર જીવ, જગત્ કશું નથી. મોક્ષ વખતની જીવની શિવ સાથે એકતા બતાવતાં મેયકન્દાનના શબ્દોમાં કહે છે કે "જો શિવ સાથે એકતા થતાં જીવ નષ્ટ થઇ જાય તો

પછી શિવ સાથે જોડાવાનું શું રહ્યું! જો એ ન મરી જાય તો ઇશ્વર સાથે એક થઇ ન શકે, માટે જેમ મીઠું પાણીમાં ગળી જાય છે તેમ જીવાત્મા પણ મળ છૂટી ગયા પછી શિવના ચરણ સાથે જોડાય છે અને ઇશ્વરનો દાસ થાય છે. (એની અહંતા છૂટી જાય છે) એ વખતે એનામાં અંધકાર રહેતો નથી; એથી ઉલટું જીવ અવિદ્યા-આણુવ કે અહંકારથી શરીર સાથે એકતા અનુભવે છે એટલે પાશથી બંધાય છે."

આ શૈવ સિદ્ધાન્તમાં ૩૬ તત્ત્વો મનાય છે. અને એનો વિસ્તાર કરીને કેટલાક ૯૬ તત્ત્વો ગણે છે. આ ૩૬ તત્ત્વો માયા-માંથી નીકળે છે. આ તત્ત્વો જીવના કોષરુપ છે પણ શિવ સાથે એને કાંઇ સંબંધ નથી માટે શિવ તત્ત્વાતીત કહેવાય છે જો કે જીવ પણ ૩૬ તત્વોથી જુદો છે પણ એ તત્ત્વો સાથે અમુક પ્રકારે સંબદ્ધ છે.

આ ૩૬ તત્ત્વના દર્શનમાં સાંખ્યયોગના વિચારોની આગમાન્ત સિદ્ધાન્ત ઉપર અસર દેખાય છે. સિદ્ધાંત આ પ્રમાણે છે. મૂળ પતિ, પશુ અને પાશ એ ત્રણ પદાર્થો માન્યા છે. તેમાં પાશના ત્રણ ભેદ છે, માયા (પ્રકૃતિ), આણુવ (અવિદ્યા) અને કર્મ. હવે માયાના બે ભેદ છે શુદ્ધ માયા અને (૧) અશુદ્ધ માયા, અશુદ્ધ માયામાંથી (૨) નિયતિ, (૩) કાળ અને (૪) કળા નીકળે છે. કળામાથી (૫) રાગ અને (૬) મૂળ પ્રકૃતિ ઉત્પન્ન થાય છે. રાગમાંથી (૭) વિદ્યા અને મૂળ પ્રકૃતિમાંથી, (૮) બુદ્ધિ અને (૯) ત્રિવિધ અંહકાર ઉત્પન્ન થાય છે જેમાંથી, (૧૪) પાંચજ્ઞાનેન્દ્રિયો, (૧૯) પાંચ કર્મેન્દ્રિયો, (૨૪) પાંચ તન્માત્રાઓ, (૨૯) પાંચ મહાભૂતો અને (૩૦) મનતથા (૩૧)

ચિત્ત એ રીતે બાવીશ તત્ત્વો નીકળે છે. હવે શુદ્ધ માયામાંથી પાંચ તત્વો નીકળે છે; (૩૨) નાદ, (૩૩) બિન્દુ (૩૪) સદાખ્ય (૩૫) ઇશ્વર અને (૩૬) શુદ્ધ વિદ્યા.

પશુના ત્રણ ભેદ છે. વિજ્ઞાનાકલ, પ્રલયાકલ અને સકલ. આમાંથી વિજ્ઞાનાકલ જીવો શુદ્ધ માયા સાથે સંબદ્ધ છે. આ જીવો ખરી રીતે ઇશ્વરોજ છે. એના ચાર ભેદ છે. મહેશ્વર, સદાશિવ, બિન્દુ અને નાદ, આમાંથી બિન્દુ અને નાદ તો પતિને એટલાં બધાં નિકટ છે અને એટલાં બધાં સામર્થ્યયુકત છે કે એ લગભગ શિવ અને શકિત કહેવાય છે. એ ચારે સ્વરૂપો મૂળ પ્રકૃતિના સત્વ, રજ અને તમ ગુણથી અસ્પૃષ્ટ હોવાને લીધે નિર્ગુણ ગણાય છે. બીજા પ્રલયાકલ જીવો, આમનાં શરીરો નિયતિ, કાળ, કળા, રાગ અને વિદ્યાનાં બનેલાં છે, એ પણ નિર્ગુણ છે. આ પ્રલયાકલ અને વિજ્ઞાનાકલ જીવો ફરી મનુષ્ય તરીકે જન્મતા નથી. ત્રીજા સકલ જીવો–બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર જેવા દેવોથી આરંભીને હલકામાં હલકા જીવો સુધીના બધા જીવ વર્ગો સકલ જીવો ગણાય છે.

આ સર્વ સકલ જીવો મૂળ પ્રકૃતિથી વીંટાયેલા છે. તેમાં પણ રુદ્ર સત્વ ગુણયુકત છે, વિષ્ણુ રજોગુણયુકત અને બ્રહ્મા તમોગુણયુકત છે. આ રીતે આ ત્રણેય દેવો સગુણ છે. વળી જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ વગેરે અવસ્થાઓને સકલ જીવો આધીન છે. પણ વિજ્ઞાનાકલ અને પ્રલયાકલ જીવો એ અવસ્થાઓને આધીન નથી. આ પાશ અને પશુથી પર પતિ અને શકિત છે. શકિત ઇચ્છા, જ્ઞાન અને ક્રિયાત્મક છે. વળી પતિ પાશ

અને પશુથી ભિન્ન છે, પણ શક્તિ સાથે એક છે. પતિ-શિવ સચ્ચિદાનંદ છે, સર્વવ્યાપક છે, સર્વાન્તર્યામી છે અને સર્વથી પર છે. ટુંકામાં ઉપનિષદો જેને પરબ્રહ્મ કહે છે તેને આ શૈવો શિવ-પતિ કહે છે, એ અનંત છે, પરિપૂર્ણ છે.

આ ટુંકા વર્ણન ઉપરથી એમ લાગે છે કે કેટલેક અંશે સર્વ દર્શન સંગ્રહમાંથી જે શૈવમત ઉતાર્યો છે તેને આ મળતો છે. જો કે આ બે શૈવ મતોનો સંબંધ નક્કી કહી શકાતો નથી, પણ ઘણું કરી માધવના શૈવમત માંથીજ આગમાન્ત મત ઉદ્ભવ્યો હશે.

---

# કાશ્મીર શૈવ ધર્મ.

કાશ્મીર શૈવ ધર્મનો પ્રચાર દર્શાવનારી પરંપરા ઘણી જુની છે. રાજતરંગિણીના કવિ કલ્હણ પોતે તથા એનો પિતા ચંપક શૈવ હતા. કલ્હણ પોતે કાશ્મીરના શૈવ આચાર્ય કલ્લટ તરફ માન દાખવે છે. આ રાજ તરંગિણીમાં કાશ્મીરમાં શૈવ ધર્મના પ્રચાર વિષે નીચેના ઉલ્લેખો મળે છે:—કલ્હણ કહે છે કે પ્રખ્યાત મૌર્ય રાજા અશોકે કાશ્મીરમાં વિજયેશ્વર નામનાં પ્રાચીન શૈવ મન્દિરના કોટનો જીર્ણોદ્ધાર કર્યો હતો તથા પોતાના નામથી અશોકેશ્વરનું મન્દિર બંધાવ્યું હતું. [૧-૧૦૫] રાજા ગોપાદિત્યે શ્રીનગર પાસે ગોપાદ્રિની ટેકરી ઉપર જયેષ્ટેશ્વરનું મંદિર બંધાવ્યું હતું. (૧-૩૪૧) ગોપાદિત્યના પુત્ર ગોકર્ણે ગોકર્ણેશ્વર મન્દિર બંધાવ્યું હતું. (૧-૩૪૬), સન્ધિમત આર્ય રાજ મહાન શિવભક્ત હતો

એણે સન્ધીશ્વરનું તથા પોતાના ગુરૂ ઇશાનના નામથી ઇશાનેશ્વરનું મંદિર બંધાવ્યું હતું (૮–૧૧૯ થી ૧૩૫). વળી રાજા પ્રવરસેને ( ઇ. સ. છઠ્ઠું શતક ) પ્રવરેશ્વરનું મન્દિર બંધાવ્યું હતું. લલિતાદિત્ય મુકતાપીડે ( ઇ. સ. ૬૯૯ થી ૭૩૫ ) શિવનાં, વિષ્ણુનાં, સૂર્યનાં અનેક મન્દિરો તથા બૌદ્ધ વિહારો બંધાવ્યા હતા.

ક્ષેમગુપ્તે ( ઇ. સ. ૯૫૦ થી ૯૫૮ ) ક્ષેમગૌરીશ્વરનું તથા તેના સમકાલિન શાહી રાજા ભીમશાહીએ ભીમકેશ્વરનું મંદિર બંધાવ્યું હતું.

રાજ તરંગિણીમાંની અશોકે શૈવમંદિર બંધાવ્યાની વાતો તો દંતકથા જેવી જ લાગે છે પણ એ ઉપરથી છઠ્ઠાથી ૧૨ મા શતક સુધીમાં કાશ્મીરમાં શૈવ મત બહુ પ્રચલિત હતો એમ નિઃશંક સાબીત થાયછે.

કાશ્મીર શૈવ ધર્મનો ઇતિહાસ અહિં જગદીશચંદ્ર ચટો પાધ્યાયના Kashmir Shaivism (1914 Shrinagar) ઉપરથી ટુંકામાં લખ્યો છે.

કાશ્મીર શૈવ ધર્મ ત્રિક શાસ્ત્ર કહેવાય છે, અને સાધારણ શૈવ ધર્મને શિવશાસન કે શિવાગમ કહે છે, ત્યારે એથી જુદો પાડવા આ ત્રિકમતને રહસ્ય સંપ્રદાય કહે છે. જ્યારે બીજા ઘણા ખરા શૈવ મતો દ્વૈત વાદી છે ત્યારે આ ત્રિકમત અદ્વૈતવાદી છે. આ કાશ્મીર શૈવ મતનો ઉદ્ભવ અથવા પુનરૂદ્ભવ ઇ. સ. નવમા શતકમાં કે આઠમાના અન્તમાં થયો છે. ત્રિકમતનું સાહિત્ય ત્રણ ભાગમાં વ્હેંચાયું છે. ૧ આગમ શાસ્ત્ર, ૨ સ્પન્દ શાસ્ત્ર, ૩ પ્રત્યભિજ્ઞા શાસ્ત્ર.

આગમો શિવે કહેલા મનાય છે. આગમોમાં અનેક તંત્રો છે, જેમાં નીચેનાં મુખ્ય છે. માલિની વિજય, સ્વચ્છન્દ ભૈરવ, વિજ્ઞાન ભૈરવ, ઉચ્છૃંખલ ભૈરવ, આનન્દ ભૈરવ, મૃગેન્દ્ર, માતંગ, નેત્ર નૈશ્વાસ, અને સ્વાયંભુવ. આ સર્વ આગમો ત્રિકમતના ઉદ્ભવ પ્હેલાના છે અને દ્વૈતવાદી છે. આ દ્વૈતવાદના જોરમાં રહસ્યવાદ-અદ્વૈત ત્રિકવાદ ઉચ્છેદ ન પામે માટે શિવે ત્રિકવાદનો આવિર્ભાવ કર્યો એમ મનાય છે.

---

## ત્રિકમતનું સાહિત્ય.

ત્રિકમતનો મુખ્ય ગ્રંથ શિવસૂત્ર છે, જે શિવોપનિષત્સંસંગ્રહ કે શિવ રહસ્યાગમ પણ કહેવાય છે. ભગવાન શિવે જાતે વસુગુપ્તને આ શિવ સૂત્રનો ઉપદેશ કર્યો છે એમ મનાય છે. આ શિવસુત્રો ઉપર એક વૃત્તિ છે, એક ભાસ્કરનું વાર્તિક છે અને ક્ષેમરાજની વિમર્શિની નામની ટીકા છે. વૃત્તિના કર્તા કે તેના સમય વિષે ચોક્કસ ખબર નથી.

ઉપર્યુક્ત તંત્રોમાંથી કેટલાંક તંત્રો ઉપર ટીકાઓ છે. જેમકે સ્વચ્છંદ, નેત્ર, અને વિજ્ઞાન ભૈરવ ઉપર ઉદ્યોત નામની તથા માતંગ ઉપર વૃત્તિ નામની ટીકા છે. મૂળ તંત્રોમાં દ્વૈતવાદ-માધવે શૈવ-દર્શન તરીકે વર્ણવેલા વાદને મળતો દ્વૈતવાદ હોવા છતાં આ ટીકાકારોએ એમાંથી અદ્વૈત વાદ કાઢવાનો પ્રયાસ કર્યો છે. આ રીતે જુનાં તંત્રોને એનો જુદો અર્થ કરીને પણ શૈવ સાહિત્યમાં સંગ્રહવાનો કાશ્મીર શૈવોએ પ્રયાસ કર્યો છે.

**સ્પન્દ શાસ્ત્ર**—આ શૈવ દર્શનના સિદ્ધાંતો સ્પન્દ શાસ્ત્રમાં શિવ સૂત્ર કરતાં વધારે સ્પષ્ટતાથી અને વધારે વિસ્તારથી વર્ણવ્યા છે. આનો મુખ્ય ગ્રંથ સ્પન્દ સૂત્ર કે સ્પન્દ કારિકા નામનો છે, (કારિકાઓ બાવન છે ) જે શિવસૂત્ર ઉપર લગભગ ટીકા જેવો છે. જો કે ક્ષેમરાજ સ્પન્દ સૂત્રોને પણ વસુ ગુપ્તનાં ગણે છે પણ કદાચ ખરી રીતે એ વસુગુપ્તના શિષ્ય કલ્લટનો ગ્રંથ હશે. આ સ્પન્દ સૂત્ર ઉપર કલ્લટની વૃત્તિ છે. વૃત્તિ સાથે સ્પન્દ સૂત્ર સ્પન્દ સર્વસ્વ કહેવાય છે. આ ઉપરાંત સ્પન્દ સૂત્ર ઉપર નીચેની ટીકાઓ છે. મહાન ઉત્પલના શિષ્ય રામકંઠની વિવૃત્તિ, ઉત્પલ વૈષ્ણવની પ્રદીપિકા, ક્ષેમરાજના સ્પન્દ સંદોહ, અને સ્પન્દ નિર્ણય.

**પ્રત્યભિજ્ઞાશાસ્ત્ર**—આમાં તત્ત્વજ્ઞાન વિશેષ છે. માધવે સર્વ દર્શન સંગ્રહમાં કાશ્મીર શૈવધર્મ તરીકે પ્રત્યભિજ્ઞા દર્શનનો સાર આપ્યો છે. આના મૂળ ઉત્પાદક સોમાનન્દ છે, જે ઘણું કરી વસુગુપ્તના શિષ્ય હશે. પ્રત્યભિજ્ઞાનો મુખ્ય ગ્રન્થ સોમાનન્દનો શિવ દૃષ્ટિ છે. આ ગ્રન્થ જ કાશ્મીર શૈવદર્શનનો મુખ્ય ગ્રન્થ, ગણાય છે. પણ દુર્ભાગ્યે એ ગ્રન્થ આખો હજી સુધી મળ્યો નથી. એનાં ચાર આહ્નિકો ( ૩૦૭ શ્લોકો ) ચટ્ટોપાધ્યાય મહાશયને મળેલ છે. સોમાનન્દે શિવદૃષ્ટિ ઉપર એક વૃત્તિ પણ લખેલી, પરંતુ એના બીજા ગ્રન્થો સાથે એ પણ અદૃશ્ય થઇ ગઇ છે. પ્રત્યભિજ્ઞાનો બીજો ગ્રન્થ ઇશ્વર પ્રત્યભિજ્ઞા નામનો છે. એમાં ફક્ત ૧૯૦ શ્લોકો છે. ઉદ્યોતકરના પુત્ર મહાન ઉત્પલનો કરેલો આ ગ્રન્થ અત્યારે કાશ્મીર શૈવધર્મનો મુખ્ય ગ્રન્થ ગણાય છે. આના ઉપર પુષ્કળ અધૂરી કે પૂરી ટીકાઓ છે. ઉત્પલની વૃત્તિ ( અપૂર્ણ ), અભિનવ ગુપ્તની

પ્રત્યભિજ્ઞા વિમર્શિની તથા એનીજ પ્રત્યભિજ્ઞા વિવૃત્તિ વિમાર્શની એમ ત્રણ મુખ્ય ટીકાઓ છે.

ઉપર કહેલા કાશ્મીર શૈવધર્મના ત્રણ મુખ્ય વિભાગો ઉપરાંત કેટલાંક સ્તોત્રો છે. છેવટ અભિનવ ગુપ્તનો તંત્રાલોક નામનો મહા ગ્રન્થ બધાથી જુદો તરી રહે છે. કારણ કે એમાં શૈવધર્મનાં સર્વ સૂત્રો ઉપર ચર્ચા છે.

અહિં સુધી કાશ્મીરના શૈવ સાહિત્યનો વિચાર કર્યો, હવે એ સાહિત્યના ઉત્પાદકોને ટુંકામાં જોઇ જઇએ. આગમ શાસ્ત્ર તો શિવનાં પોતાનાં કહેલાં ગણાય છે. પણ તે પછી વસુગુપ્ત અને સોમાનન્દને કાશ્મીર શૈવધર્મના મુખ્ય સ્થાપકો માનવા જોઇએ.

વસુગુપ્ત વિષે કાંઇ ખાસ જાણવામાં નથી, પણ એના શિષ્યોના કહેવા પ્રમાણે એઓ ઋષિ પેઠે અરણ્યમાં–શાલીમાર બગીચાની પછવાડે હરવાન નદી ઉપરની સુંદર ખીણમાં રહેતા હતા. હવે રાજતરંગિણી પ્રમાણે કલ્લટ, કાશ્મીરના અવન્તિવર્માના રાજ્યમાં અર્થાત્-ઈ૦ સ૦ નવમા શતકના પાછલા ભાગમાં થઇ ગયા, માટે કલ્લટના ગુરૂ વસુગુપ્ત નવમા શતકના પૂર્વ ભાગમાં કે આઠમાના અંતભાગમાં થયા હોવા જોઇએ.

સોમાનન્દે પોતાની વંશાવળી શિવદૃષ્ટિવૃત્તિમાં આપી છે, એ સોમાનંદના સમય માટે મહા માહેશ્વર અભિનવ ગુપ્તના સમય ઉપરથી નીચેનું અનુમાન નીકળે છે. આ અભિનવ ગુપ્ત એના પોતાના કહેવા પ્રમાણે ઇ. સ. ૧૦ મા શતકના અંતમાં અને ૧૧મા ની શરૂઆતમાં થઈ ગયા. હવે સોમાનંદના એ ચોથી પેઢીના શિષ્ય;

સોમાનંદના શિષ્ય ઉત્પલ, તેના લક્ષ્મણગુપ્ત અને એના શિષ્ય અભિનવગુપ્ત. આ રીતે ચોથી પેઢીના પૂર્વજ સોમાનંદ ઇ. સ. નવમા શતકના અંતમાં થયા હોવા જોઇએ. આ પ્રમાણે કાશ્મીરનો શૈવમત આઠમા–નવમા શતકમાં ઉદ્ભવ્યો જણાય છે.

વસુગુપ્તને શિવ સૂત્રો કેવી રીતે મળ્યાં એ વિષે શિવસૂત્ર વિમર્શિની લખનાર ક્ષેમરાજના વખતથી એવી દંતકથા ચાલે છે કે ભગવાન શિવે મહાદેવગિરિ[1] નીચેના આશ્રમમાં વસતા વસુગુપ્તને સ્વપ્ન દર્શન આપીને કહ્યું કે " એજ ખીણમાં અમુક ઠેકાણે એક શિલા પડી છે જેના નીચેના ભાગમાં શિવસૂત્રો લખેલાં છે; એનો તમે સંસારમાં ફેલાવો કરો. " હાલ જે શિવસૂત્રોને નામે મળે છે, તે એજ છે એમ ક્ષેમરાજ કહે છે, અને શિવે કે કોઇ સિદ્ધ વસુગુપ્તને સ્વપ્નમાં શિવસૂત્રો કહ્યાં એમ તો કાશ્મીરના બધા શૈવો કહે છે.

કલ્લટ—વસુગુપ્તનાં શિવસૂત્રોનો વધારે ફેલાવો રાજતરંગિણીકારના કહેવા પ્રમાણે અવન્તિવર્માના વખતના કલ્લટે કર્યો છે. રામકંઠના કહેવા પ્રમાણે વસુગુપ્તે શિવસૂત્રો કલ્લટને શીખવ્યાં, આ ઉપરથી અથવા તો વસુગુપ્તના જ સ્પન્દામૃત નામના આજે ન મળતા ટુંકા ગ્રન્થ ઉપરથી કલ્લટે સ્પન્દ કારિકા અને એ ઉપર ટુંકી વૃત્તિ લખી તથા શિવસૂત્રો ઉપર તત્વાર્થચિન્તામણિ નામની ટીકા લખી શૈવમતનો ફેલાવો કર્યો.

---

૧ કાશ્મીરમાં મહાદેવગિરિ નામનું એક શિખર છે. કાશ્મીરમાં હાલ પણ શિવસૂત્રોવાળો પથરો બતાવવામાં આવે છે પણ એ ઉપર અક્ષરો નથી.

ભાસ્કર— કલ્લટના પાંચમી પેઢીના શિષ્ય ભાસ્કરે શિવસૂત્રો ઉપર વાર્તિક લખ્યું, અને ભાસ્કર કલ્લટની પરંપરામાં જ ઉછરેલ હોવાથી એ વાર્તિકમાં કલ્લટના જ વિચારો હોવાનો સંભવ છે.

ઉત્પલ—શિવસૂત્રો, અને એની ઉપર્યુકત ટીકાઓમાં શૈવધર્મનું સ્વરૂપ દેખાય છે, પણ એનું તત્ત્વજ્ઞાન પ્રત્યભિજ્ઞા શાસ્ત્ર નામથી સિદ્ધ સોમાનન્દે ખીલવ્યું એ ઉપર કહ્યું છે. સોમાનન્દના શિષ્ય આ ઉત્પલાચાર્યે પ્રત્યભિજ્ઞા કારિકા વગેરે અનેક ગ્રંથો લખ્યા છે. આ ઉત્પલાચાર્ય ઇ. સ. ૯૦૦ થી ૯૫૦ સુધીમાં થઇ ગયા.

અભિનવગુપ્ત—ઉત્પલાચાર્યના પ્રશિષ્ય અભિનવગુપ્તે (ઇ. સ. ૧૧ મા શતકનો આરંભ) તન્ત્રાલોક, તંત્રસાર વગેરે અનેક ગ્રંથો લખીને કાશ્મીર શૈવધર્મનું સાહિત્ય ઘણું વધાર્યું છે. કાશ્મીર બ્હાર પણ કાશ્મીર શૈવધર્મના લેખક તરિકે આ અભિવનગુપ્ત બહુ પ્રખ્યાત છે.

આ મહા લેખકોની પછવાડે શિવદૃષ્ટિવિમર્શિનીના લખનાર અભિનવગુપ્તના શિષ્ય ક્ષેમરાજ (૧૧ મુ શતક), એના શિષ્ય પરમાર્થસાર લખનાર યોગરાજ, ઉત્પલાચાર્યના શિષ્ય તથા સ્પન્દ વિવૃત્તિ વગેરે લખનાર રામકંઠ (ઇ. સ. ૯૨૫ થી ૯૭૫) તથા પ્રદીપિકા વગેરેના લેખક ઉત્પલ વૈષ્ણવ થયા છે. છેવટ ૧૨ મા શતકના અન્તમાં જયરથે અને ૧૮ મા શતકમાં શિવોપાધ્યાયે પણ શૈવ ધર્મનું સાહિત્ય ખેડયું છે.

---

## કાશ્મીરના શૈવ ધર્મ–ત્રિકમતનો સાર.

આ ત્રિકમતનો સાર નીચે જગદીશચંદ્ર ચટ્ટોપાધ્યાયના કાશ્મીર શૈવ ધર્મ (Kashmir Shaivism) ઉપરથી અહિં લખ્યો છે. મૂળ લેખકે ઉપર ગણાવેલા કાશ્મીર શૈવ ધર્મ સંબંધી ગ્રન્થોમાંથી ત્રિકમતનો સાર કાઢયો છે; એટલે આ સાર ત્રિકમતના મુખ્ય લેખકોના શબ્દોજ રજુ કરે છે એમ સમજવાનું છેઃ—

ત્રિકમતમાં પરમ તત્ત્વ પરમ શિવ છે. એ ચૈતન્ય સ્વરૂપ છે, એ જ સત્ય છે, એ ચૈતન્ય સર્વ રૂપ થાય છે. એ જ પરમ શિવ તે તે પદાર્થ રૂપે સ્ફુરે છે. સર્વ વિશ્વ એની સાથે અભેદથી સ્ફુરે છે, એનાથી જુદું ગ્રાહ્ય ગ્રાહક રૂપ કશું નથી. આ પરમ ચૈતન્ય, ચૈતન્ય, ચિતિ, પરાક્ સંવિત્, પરમેશ્વર, શિવ કે પરમ શિવ કહેવાય છે. પરમ શિવ, સર્વ ભિન્ન ભિન્ન પદાર્થોમાં, એક અભિન્ન છે; એ દેશકાળના પરિચ્છેદથી રહિત છે, અનંત છે, અને સર્વ વ્યાપક છે, છતાં સર્વથી પર પણ છે.

આ પરમ શિવની જગત રૂપે સ્ફુરવાની શક્તિ શકિત કહેવાય છે. આ શકિત પણ ચૈતન્ય રૂપ જ છે અને પરમ શિવથી જુદી નથી. આ રીતે શક્તિ અને શક્તિમાનનો અભેદ છે. પરમ શિવની ઉપર્યુક્ત શક્તિ પાંચ પ્રકારની છે ૧ પ્રકાશ રૂપ ચૈતન્ય શકિત ૨ આનંદ રૂપ શકિત ( આ સ્વાતંત્ર્ય રૂપ શકિત છે ) ૩ ઇચ્છા શકિત, ૪ જ્ઞાન શકિત ૫ ક્રિયા શકિત ( સર્વ રૂપ થવાની શકિત ); મુખ્ય આ પાંચ પ્રકાર છે બાકી પરમ શિવની શકિતના તો

અનંત પ્રકાર છે. પરમ શિવ આ શકિતની મદદથી, પોતાનીજ ઇચ્છાથી વિશ્વ રૂપે સ્ફુરે છે.

જગત્‌ના ઉન્મેષ નિમેષ (ઉત્પત્તિ, પ્રલય) એ ચિતિશક્તિના પ્રસાર અને સંકોચ છે. જેમ શાંકર વેદાંતમાં સૃષ્ટિની ઉત્પત્તિ વિવર્તવાદથી સમજાવાય છે તેમ આ ત્રિક મતમાં આભાસવાદ છે. સર્વ જડ ચેતનપદાર્થો આભાસરુપ છે.

આ ત્રિક મતમાં પણ ૩૬ તત્ત્વો ગણાય છે. પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, ૨૧ મું મન, ૨૨ અહંકાર, ૨૩ બુદ્ધિ, ૨૪ પ્રકૃતિ, ૨૫ પુરૂષ, ૨૬ કાળ, ૨૭ નિયતિ, ૨૮ રાગ, ૨૯ વિદ્યા, ૩૦ કળા, ૩૧ માયા, ૩૨ શુદ્ધવિદ્યા, ૩૩ ઐશ્વર્ય, ૩૪ સદાખ્ય, ૩૫ શક્તિ તત્ત્વ, ૩૬ શિવ તત્ત્વ.

આ ૩૬ તત્ત્વોમાંનાં ૨૫ તો સાંખ્યોક્તજ છે, એટલે એ વિષે વિશેષ વર્ણનની અપેક્ષા નથી. પછીનાં ૧૧ શૈવ મતમાં જ ગણાય છે; માટે એનું સ્વરુપ ટુંકામાં જોશું. ૨૫ મું પુરૂષ તત્ત્વ સાંખ્યમાં અને આ ત્રિકમતમાં એક જ હોવા છતાં એના લક્ષણમાં ભેદ હોવાથી ટુંકામાં એ તત્ત્વનું અવલોકન કરવું પડશે. દ્રાવિડ શૈવ મતમાં અને આ ત્રિકમતમાં ઉપર્યુક્ત કળા વગેરે ૧૧ તત્ત્વો મળતાં હોવાથી અહિં કરેલું વર્ણન બેય મત સમજવામાં ઉપયોગી થશે.

પરમ શિવ.—એ સર્વોત્કૃષ્ટ પરમ તત્ત્વ છે, એ સચ્ચિદાનંદરુપ, સર્વવ્યાપક, સર્વજ્ઞ, સ્વયં પરિપૂર્ણ, આપ્તકામ છે. આ પરમ શિવ જાતે પૂર્ણ હોવાથી એને સૃષ્ટિ કરવાની ઇચ્છા

થતી નથી; પણ જગત્ સૃજાય માટે પોતામાં એકત્વાથી રહેલા જગત્નો અનુભવ લેવાનું પરમ શિવ બંધ કરે છે. પરમશિવનું આ રૂપ શિવતત્ત્વ કહેવાય છે. આ શિવ તત્ત્વ ચિન્માત્ર છે, પ્રકાશિત કરવાને યોગ્ય કોઇ પદાર્થ ન હોવા છતાં એ જાતે પ્રકાશરુપ છે, આ તત્ત્વ શુદ્ધ 'હું' માત્ર છે, એમાં 'હું છું' એવો અનુભવ પણ નથી. આ શિવ તત્ત્વ એ સૃષ્ટિના વિકાસમાં પ્હેલું પગથીયું.

શકિત તત્ત્વ—આ શક્તિ તત્ત્વ એ પરમ ચૈતન્યનું આનન્દ રૂપ છે.

આ શિવ તત્ત્વ અને શકિત તત્ત્વ બેય ખરી રીતે નિત્ય છે. શકિત તત્ત્વ એ પરમ શિવનું હ્રદય-એની બીજાવસ્થા છે. આ શિવ તત્વને જ પરમ શિવનો પ્રથમ સ્પન્દ (સ્પુરણ) કહે છે (જે ઉપરથીજ આ શૈવમત સ્પન્દ વાદ કહેવાય છે).

સદાખ્ય—શિવ શકિતની ઉપર કહેલી સ્થિતિમાંથી 'હું છું' એ અનુભવની સ્થિતિ પ્રકટ થાય છે. આ સ્થિતિમાં માત્ર હું છું એટલુંજ નહિં પણ 'હું આ છું' એવો અનુભવ હોવો જોઇએ. આ 'આ' સ્પુરવા તૈયાર થયેલ સૃષ્ટિને લાગુ પડે છે. આ પ્રમાણે શિવની આનન્દના અનુભવની સ્થિતિ માંથી 'આ છું' એવા અનુભવની સ્થિતિ આવે છે. આ અસ્તિત્વના અનુભવની સ્થિતિને સદાખ્ય કહે છે, એનેજ સદા શિવ કહે છે. સૃષ્ટિની પ્રથમ શરૂઆત અહિં થાય છે. આ વખતે દિવ્ય શક્તિની ઇચ્છા શકિત પ્રગટ થાય છે.

ઐશ્વર્ય—આ સ્થિતિમાં 'આ હું છું' એ પ્રમાણે અનુભવ આવે છે. અહિં આ ઉપર વિશેષ ભાર છે. પરમ શિવને હવે સૃષ્ટિ વધારે સ્પષ્ટ દેખાય છે અને એ પોતામાં સૃષ્ટિનું ઇશ્વરત્વ જુવે છે માટે આ તત્વને ઐશ્વર્ય કે ઇશ્વર તત્ત્વ કહે છે. બીજા શબ્દોમાં સદાખ્યને અંતરૂન્મેષ કહે છે ત્યારે ઐશ્વર્યને બહિરૂન્મેષ કહે છે. આ વખતે જ્ઞાન શકિત પ્રગટ થાય છે.

સદ્વિદ્યા—ઉપરના બેય ઉન્મેષની સમાનતા અર્થાત 'હું' અને 'આ' બેયનું સ્વરૂપ અને બેયના સંબંધનો યથાર્થ અનુભવ એનું નામ સદ્વિદ્યા. આ સ્થિતિમાં "આ બધું હું છું, આ બધું મારામાંથી ઉત્પન્ન થાય છે, મારો આ વિભવ છે" એવો અનુભવ થાય છે. આ અવસ્થામાં દિવ્ય શકિતની ક્રિયા શકિત પ્રગટ થાય છે.

અહિં સુધીની સૃષ્ટિ શુદ્ધ સૃષ્ટિ છે, એ માત્ર ભાવાત્મક તથા સત્વાત્મક છે. એ શુદ્ધાદ્વૈત કહેવાય છે.

માયા—હવે મર્યાદિત અનુભવ શરૂ થાય છે, એને અશુદ્ધાદ્વૈત કે માયાદ્વૈત કહે છે. આ અશુદ્ધાદ્વૈતમાં જે પ્રથમ ઉત્પન્ન થાય છે તેનું નામ માયા. માયા તિરોધાન કરનારી છે, તેથી માયાના આવરણ પ્હેલાં જે આત્મામાં નિત્યત્વ, વ્યાપકત્વ, પૂર્ણત્વ, સર્વજ્ઞત્વ, અને સર્વકૃતત્વ હોય છે, તે આત્મા માયાને લીધે કાળ, નિયતિ, રાગ, વિદ્યા, અને કળાથી બંધાય છે. ખરી રીતે નિત્યત્વ વગેરે ગુણોજ માયાના આવરણવાળી દશામાં અનુક્રમે કાળ વગેરે રૂપમાં પરિણમે છે. વળી માયાથી જ આત્મા પોતાને અનાત્મા સાથે એક માને છે. વળી માયા સુધીનાં સર્વ તત્વો વિભુ રૂપ છે, ત્યારે પછીનાં મર્યાદિત અણુરૂપ છે.

આ કાળ વગેરે પાંચ કંચુકો ગણાય છે અને માયા સાથે ગણાતાં છ કંચુકો કહેવાય છે. આ છ કંચુકો (વસ્ત્રો)ના આવરણથી આત્મા કાળ—ભૂત, ભવિષ્ય, વર્તમાન–નો અનુભવ કરે છે, નિયતિ–કારણ કાર્યના નિયમો–ને પરાધીન સ્થિતિ અનુભવે છે, રાગ—પદાર્થોમાં રાગ દ્વેષ–નો અનુભવ કરે છે, જુદા જુદા પદાર્થોને જાણે છે (વિદ્યા), ક્રિયા કરવાની શકિત અનુભવે છે (કળા).

પુરૂષ—આ રીતે આત્મા માયાથી ઉંઘમાં પડીને, પોતાનું દિવ્ય ચિતિ સ્વરૂપ ભૂલી જઇને તથા કળા વગેરે પાંચ કંચુકોથી પોતાને વીંટી લઇને પુરૂષત્વ (જીવત્વ) ધારણ કરે છે. છતાં અન્તે તો એ આત્મા શુદ્ધ ચિતિરૂપ પરમ શિવથી અભિન્ન છે, કારણ કે ઉપર્યુકત સર્વ ક્રિયા માત્ર પરમ શિવનું આભાસ કાર્ય છે એ ભૂલી જવાનું નથી.

પ્રકૃતિ—માયાના છેલ્લા કળાતત્ત્વમાંથીજ પ્રકૃતિ પ્રગટ થાય છે. અર્થાત્ કળાપર્યંત પાંચે તત્ત્વોના આવરણથી શુદ્ધ વિદ્યાવાળી સ્થિતિનું જ્ઞાતા તત્ત્વ જેમ પુરૂષત્વ ધારણ કરે છે તેમજ જ્ઞેય તત્ત્વ પ્રકૃતિત્વ ધારણ કરે છે. આ પ્રમાણે પુરૂષ ભોકતા અને પ્રકૃતિ ભોગ્ય, બેય માયાથી એક સાથે ઉત્પન્ન થાય છે. અહિં ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે પુરૂષ અને પ્રકૃતિ બેય શબ્દો જોકે સાંખ્યના છે પણ એના અર્થમાં તારતમ્ય છે. ત્રિકમતમાં પુરૂષો જેમ અસંખ્ય છે તેમ પ્રકૃતિ પણ અસંખ્ય છે. છતાં એ પ્રકૃતિનું ભોગ્યત્વ સામાન્ય છે. આટલે સુધી સૃષ્ટિનો વિકાસ થતાં પુરૂષ પ્રકૃતિનો સુષુપ્તિ પેઠે અનુભવ કરે છે. બુદ્ધિ વગેરે તત્ત્વોનો વિકાસ થયા પછી આ બ્રહ્માંડ વ્યક્ત થાય છે અને પુરૂષ એનો સ્વપ્ન

જાગૃત વત્ સ્પષ્ટ અનુભવ કરે છે. બાકીનાં તત્ત્વોનાં જો કે ત્રિકમતના ગ્રંથોમાં જુદાં લક્ષણો આપ્યાં છે પણ એમાં ખાસ વિશેષ ન હોવાથી એનો વિસ્તાર નથી કર્યો.

છેવટ કાશ્મીર શૈવધર્મ વિષે કહેવાનું કે શિવોપાધ્યાય (ઇ. સ. ૧૮ મા શતક) પછી કાશ્મીરમાં શૈવ ધર્મનો કોઇ મહા લેખક થયો નથી. જો કે કાશ્મીરમાં હજી શૈવધર્મ જીવતો છે અને કેટલાક એવા પણ પંડિતો છે કે જેઓ એ શૈવ ધર્મના સાહિત્યનો અભ્યાસ કરે છે પણ એમાંથી ઘણા ખરાનો અભ્યાસ સ્પન્દ કારિકા અને પ્રત્યભિજ્ઞા હૃદયથી આગળ વધતો નથી.

## વીરશૈવ અથવા લિંગાયત સંપ્રદાય.

વીરશૈવ મત વિષે નીચેનું વિવેચન ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરના Vaisnavism Saivism ઉપરથી લખ્યું છે. આરાધ્યજાતિના બ્રાહ્મણ માદિરાજના પુત્ર વાસવે વીરશૈવ મત સ્થાપ્યો મનાય છે. પણ ૧૯૦૫માં પુનામાં છપાયેલા વાસવ પુરાણમાં એની કથા છપાઇ છે, એ ઉપરથી વીરશૈવ મતના સિદ્ધાંતોના મૂળ પ્રચારક અને એ રીતે એ મતના સ્થાપક વાસવ હોય એમ જણાતું નથી; પણ એમણે વીરશૈવ મતનો જબરો પ્રચાર કર્યો છે એટલું ખરૂં. વાસવ પુરાણના આરંભમાં કહ્યું છે કે નારદે શિવ પાસે જઇને કહ્યું કે પૃથ્વી ઉપર વિષ્ણુભકતો, યજ્ઞાનુયાયીઓ, જૈનો અને બૌદ્ધો ઘણા છે પણ કોઇ શિવભક્ત નથી. નારદ કહે છે કે પ્હેલાં વિશ્વેશ્વરારાધ્ય, પંડિતારાધ્ય, એકોરામ અને મહાયોગી જુદે જુદે વખતે પૃથ્વી ઉપર અવતર્યા છે. પણ હાલમાં

કોઇ નથી. આ ઉપરથી શિવે પોતાનો ધર્મ ચલાવવા માટે નન્દીને પૃથ્વી ઉપર અવતરવાનું કહ્યું. આ કથા ઉપરથી વાસવ મૂળ ઉત્પાદક નથી લાગતા. એની પહેલાંના ચાર આચાર્યોનાં નામ ઉપર આપ્યાં છે. વાસવના જીવન વૃત્તની ટુંકી હકીકત નીચે પ્રમાણે છે. વાસવ પોતાની જન્મભૂમિ બાગેવાડીથી કલ્યાણ ગયા કારણ કે ત્યાંના વિજ્જલ (ઈ. સ. ૧૧૫૭ થી ૧૧૬૭) રાજાના એના મામા બળદેવ પ્રધાન હતા. મામાના મરણ પછી એ પોતે પ્રધાન થયા. વળી વાસવની બેનને રાજા પરણ્યા. પછી વાસવ તેજુરીના ઉપરી થયા. અને એમણે રાજ્યની તેજુરીમાંથી પુષ્કળ દ્રવ્ય લિંગાયત સંપ્રદાયના સાધુઓ, જેઓ જંગમ કહેવાય છે તેને ભોજન આપવામાં તથા લિંગાયત મતના પ્રચારમાં ખર્ચી નાખ્યું, આ વાતની રાજાને ખબર પડતાં, વાસવ ઉપર એની કતરાજી થઇ, એટલે વાસવ ત્યાંથી ભાગી ગયા. રાજાએ એને પકડવા પાછળ માણસો મોકલ્યાં જેને વાસવે હરાવ્યાં, એટલે રાજા પોતે મોટું લશ્કર લઇને પાછળ પડયો. પણ વાસવે પોતાના અનુયાયીઓનું મોટું સૈન્ય એકઠું કર્યું હતું જેથી રાજાને એણે પૂરેપૂરો હરાવ્યો. હવે રાજાએ વાસવ સાથે સલાહ કરી અને એને કલ્યાણ તેડી આવ્યા. પણ રાજા પ્રધાનનાં છૂટાં પડેલાં મન એક ન થયાં અને છેવટ વાસવે રાજાનું ખૂન કરાવ્યું.

વિજ્જલરાય ચરિત નામનો એક જૈનનો લખેલો ગ્રંથ છે, જેમાં પણ વિજ્જલ અને વાસવના સંબંધ વિષે ઉપલી કથા મળે છે. આ ગ્રંથ જૈનનો હોવાથી વાસવના શત્રુની દૃષ્ટિએ લખાયેલો છે. પણ મુખ્ય હકીકતમાં મળતાપણું હોવાથી ઉપર્યુક્ત

કથા એકંદર ખરી લાગે છે. આ પ્રમાણે વાસવ એક ખટપટી રાજકીય પુરૂષ હતા એમ જણાય છે. વળી અત્યારે મળી આવેલા લિંગાયત ગ્રંથોમાં કોઇ પણ ધાર્મિક સિદ્ધાંતના ઉપદેશક તરીકે વાસવનો ઉલ્લેખ દેખાતો નથી, એટલે એણે પોતાની રાજકીય સ્થિતિનો લિંગાયત સંપ્રદાયનો ઉત્કર્ષ કરવામાં ઉપયોગ કર્યો જણાય છે.

ડૉ. ફ્લીટે અમુક જૂના લેખોના જોર ઉપર એકાન્ત કે એકાન્તદ રામય્ય નામના બીજા માણસને લિંગાયત મતના સ્થાપક તરીકે બ્હાર આણ્યો છે. વાસવ પુરાણના બીજા ભાગમાં આ માણસની કથા છે. આ બેય પ્રમાણ ઉપરથી એકાન્ત રામય્ય જૈનોના જબરા શત્રુ હતા એમ લાગે છે. એણે જૈનોનાં મન્દિરો અને દેવોનો નાશ કરવાનો યત્ન કર્યો હતો, એની કથા ઉપરથી એ પણ વીર શૈવમતના મૂળ ઉપદેશક લાગતા નથી; એઓ વાસવના વખતમાંજ વિજ્જલની સભામાં ગયા હતા.

લિંગાયત મતની દીક્ષામાં ચાર કુંભ ચાર દિશામાં અને એક મધ્યમાં રાખવામાં આવે છે. આ મધ્ય કુંભ ગુરૂનો ગણાય છે. અને દીક્ષા વખતે ગુરૂ વિશ્વારાધ્ય નામના જૂના આચાર્યના પ્રતિનિધિ ગણાય છે. હવે ચાર દિશાના ચાર કુંભના ચાર ગુરૂઓ રેવણ સિદ્ધ, મરૂલ સિદ્ધ, એકોરામ અને પંડિતારાધ્યની પરંપરાના હોવા જોઇએ એમ કહેલું છે. આ આચાર્યો જુદા જુદા મઠોના આચાર્યો મનાયછે. આ પાંચ આચાર્યો શિવનાં સદ્યોજાત વગેરે પાંચ રૂપમાંથી કલિયુગમાં ઉત્પન્ન થયા મનાય છે. સત્યાદિ યુગોમાં ઉત્પન્ન થએલા બીજા આચાર્યો કહ્યા છે પણ એનો અહિં પ્રસંગ નથી.

આ પાંચ આચાર્યોમાંના ત્રણ વાસવ પુરાણમાં વાસવ પ્હેલાં થઈ ગયાનું વર્ણન છે. આ રીતે વાસવ પ્હેલાં લિંગાયત મત પ્રચારમાં આવ્યો હતો એમ સિદ્ધ થાય છે.

લિંગાયત વળી શૈવ દર્શન કહેવાય છે, પણ માધવે શૈવ દર્શન નામથી જે સંપ્રદાયનું વર્ણન કર્યું છે, તેમાં આ મતના પારિભાષિક શબ્દો સ્થલ, અંગ, લિંગ વગેરે આવતા નથી તેમ વિચારોમાં પણ ઘણો તફાવત છે. વળીબીજાં શૈવ દર્શનોમાં પણ આ પારિભાષિક શબ્દો મળતા નથી એટલે લિંગાયત મત એથી નવો છે એટલું નક્કી પણ એ કયારે ઉદ્ભવ્યો એ ચોક્કસ કહી શકાતું નથી. છતાં વાસવના વખતમાં એ ઘડાતો જણાય છે, એટલે વાસવ પ્હેલાં ૧૦૦ વર્ષે એ મત ઉત્પન્ન થયો હોવાનો સંભવ છે.

ઉપર કહેલા પાંચ આચાર્યોમાંના બેના નામને અન્તે આરાધ્ય છે. અને બીજા પુસ્તકમાં તો પાંચેય આરાધ્યાન્ત છે, હવે આરાધ્ય એ લિંગાયતનીજ એક શાખા છે એમ મી. બ્રાઉન કહે છે. આ આરાધ્ય અને સાધારણ લિંગાયતો વચ્ચે અણબનાવ હોવાનું જણાય છે; કારણ કે આરાધ્યો ગાયત્રી જપ, યજ્ઞોપવીત વગેરે બ્રાહ્મણ કર્મોને જાળવી રાખે છે. પણ આરાધ્ય ( પૂજ્ય ) શબ્દ જ સૂચવે છે, કે આ બે વચ્ચે ઝગડો શરૂ થયો તે પ્હેલાં આરાધ્યને ઘણું માન મળતું હશે. સમગ્ર રીતે વિચાર કરતાં એમ જણાય છે કે પવિત્ર જીવનવાળા અને વિદ્વાન આરાધ્ય બ્રાહ્મણોએ મૂળ વીરશૈવ સંપ્રદાય ચલાવ્યો હશે, અને પછી વાસવ જેવા સુધારકે એ મતને બ્રાહ્મણ વિરોધી રૂપ આપ્યું હશે.

# વીર શૈવ મતનો સાર

પરબ્રહ્મ જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે એજ શિવ તત્ત્વ છે; એ શિવતત્ત્વ આ મતમાં સ્થળ કહેવાય છે, મહદાદિ તત્ત્વો શિવ તત્ત્વમાં જ રહે છે અને એમાંજ અંતે લય પામે છે, એ જ સ્થાવર જંગમનો તથા પ્રાણી માત્રનો આશ્રય છે, વળી બધાં પ્રાણીઓ અને બધા લોકો અંતે એનો જ આશ્રય લે છે માટે એ સ્થળ કહેવાય છે. જેઓ નિરતિશય સુખને શોધે છે એનું એ પરમ સ્થાન છે માટે પણ એક અદ્વૈત શિવ તત્ત્વ સ્થળ કહેવાય છે. એની પોતાની શકિતથી એકજ સ્થળ દ્વિધા વિભક્ત થાય છે ત્યારે એ લિંગ સ્થળ અને અંગસ્થલ કહેવાય છે.

લિંગ સ્થળ એ શિવ અથવા પૂજયનું રૂપ છે અને અંગ સ્થળ એ જીવાત્મા અથવા પૂજકનું રૂપ છે, અને બેયનો સમરસ એનું નામ મુકિત. હવે શકિતના પણ બે ભાગ થાય છે એમાંનો એક શિવ સાથે રહે છે અને કળા કહેવાય છે અને બીજો જીવ સાથે રહે છે અને ભકિત કહેવાય છે, શકિતની સ્વાભાવિક વૃત્તિથી ક્રિયા ઉદ્ભવે છે અને એથી બંધન થાય છે. પણ જ્યારે ભક્તિ ક્રિયાથી દૂર રહે છે ત્યારે મોક્ષ સાધક થાય છે. છેવટ આ ભક્તિથીજ જીવ અને શિવની એકતા થાય છે.

લિઙ્ગ એ શિવનું ચિહ્ન માત્ર નથી પણ સાક્ષાત્ શિવ સ્વરૂપ જ છે. લિંગ સ્થળના ત્રણ પ્રકાર છે. ૧ ભાવ લિંગ, ૨ પ્રાણ લિંગ અને ૩ ઇષ્ટ લિંગ. પ્હેલા પ્રકારનું લિંગ નિષ્કળ છે, આકાશ કે કાળરૂપ છે અને પરથી પણ પર છે. બીજું રૂપ સકલ—નિષ્કલ છે અને

મનોગ્રાહ્ય છે. ત્રીજું રૂપ માત્ર સકળ છે અને આંખથી જોઇ શકાય છે. પ્હેલું પરમ તત્ત્વ છે, બીજું સૂક્ષ્મરૂપ છે અને ત્રીજું સ્થૂલરૂપ છે. આ ત્રીજું રૂપ સર્વ ઇષ્ટ અર્પે છે અને સર્વ કષ્ટને દૂર કરે છે. આ ત્રણ લિંગો, આત્મા, જીવ અને શરીર જેવાં છે અને અનુક્રમે પ્રયોગ, મંત્ર અને ક્રિયા લક્ષણ કળા, નાદ અને બિન્દુરૂપ ધારણ કરે છે. આ ત્રણમાંથી દરેકના પાછા બે વિભાગ થાય છે. પ્હેલાંના મહાલિંગ અને પ્રસાદલિંગ, બીજાના ચરલિંગ અને સ્થિરલિંગ અને ત્રીજાના ગુરૂલિંગ અને આચારલિંગ. આમાં પણ શિવતત્ત્વ સાથે ચિતિ શક્તિના યોગથી મહાલિંગ, પરાશક્તિના યોગથી પ્રસાદાખ્ય, આદિશક્તિના યોગથી ચરલિંગ, ઇચ્છાશક્તિના યોગથી સ્થિરલિંગ, જ્ઞાનશક્તિના યોગથી ગુરૂલિંગ અને ક્રિયાશક્તિના યોગથી આચારલિંગ પ્રગટ થાય છે. આમાંનું પ્હેલું રૂપ અનંત સ્વયંપૂર્ણ છે, બીજા રૂપમાં શિવ સૃષ્ટિના કર્તા તરિકે દેખાય છે. ત્રીજા રૂપમાં જગતથી પૃથક્ દેખાય છે, ચોથું રૂપ એ શરીર છે; (પણ શિવનું શરીર પ્રાકૃતિક નહિં પણ દિવ્ય છે,) પાંચમા રૂપથી શિવ મનુષ્યોને જ્ઞાન આપે છે, અને છઠ્ઠા રૂપથી શિવ જીવાત્માને મોક્ષ પર્યંત દોરવાનું કામ કરે છે. આ છ સ્થળના ફરી વિભાગ થઇને કુલ ૧૦૧ સ્થળો શાસ્ત્રમાં ગણ્યાં છે. એનો વિસ્તાર સિદ્ધાન્તશિખામણિમાં જુવો.

ભક્તિ જીવોનું લક્ષણ છે. જીવોની શિવ પ્રતિ જવાની વૃત્તિ એનું નામ ભક્તિ. આ ભક્તિના વિકાસનાં ત્રણ પગથીયાં છે અને એ ત્રણ પગથીયાંને અનુસરી જીવ–અંગસ્થલના ત્રણ પ્રકાર છે. ૧ યોગાંગ ૨ ભોગાંગ ૩ ત્યાગાંગ. યોગાંગથી શિવ સાથે ઐક્ય-

દ્વારા જીવ સુખ અનુભવે છે, ભોગાંગથી શિવ સાથે શિવથી જુદો રહીને સુખ અનુભવે છે અને ત્રીજા રૂપથી સંસારનો ક્ષણિક તરિકે ત્યાગ કરે છે. પ્હેલું રૂપ કારણ શરીર અને સુષુપ્તિને મળતું, બીજું સૂક્ષ્મ શરીર અને સ્વપ્નને મળતું અને ત્રીજું સ્થૂળ શરીર તથા જાગૃત અવસ્થાને મળતું છે. આમાંથી પાછા દરેકના બબ્બે ભેદ છે. યોગાંગના ઐકયસ્થલ અને શરણસ્થલ, ભોગાંગના બે ભેદ પ્રાણલિંગીસ્થલ અને પ્રસાદીસ્થલ, ત્યાગાંગસ્થલના બે ભેદ ભક્તસ્થલ અને મહેશસ્થલ. ભકિતશકિતના પણ આ રીતે છ પ્રકાર છે. ૧ શ્રદ્ધા, ૨ નિષ્ઠા, ૩ અવધાન, ૪ અનુભવ, ૫ આનંદ અને ૬ સમરસ. આ છ જાતની ભકિતનો ક્રમે કરીને આચારાદિ છ જાતના લિંગ સાથે સંબંધ છે. આ છ જાતની ભક્તિવાળા ભકતોનાં પણ જુદાં જુદાં નામ છે. ભક્ત, માહેશ્વર, પ્રસાદી, પ્રાણલિંગી, શરણયુક્ત અને ઐકયયુકત. છેલ્લા પ્રકારનો ઐકયયુકત ભકત સંસારની અયથાર્થતા જાણ્યા પછી શિવના આનંદનો અનુભવ કરે છે. એજ સમરસ ભક્તિ, આ સ્થિતિમાં જીવ અને શિવ આનંદાનુભવમાં એક થઇ જાય છે. આ રીતે સંસારની ઉદાસીનતાથી આરંભીને સમરસતા પર્યંતની જુદી જુદી સ્થિતિમાં જીવનો વિકાસ થાય છે. અહિં સમરસતાની સ્થિતિમાં જીવ અને શિવનું જે ઐકય થાય છે તે શંકરાચાર્યના અત્યંત ભેદરહિત અદ્વૈતને મળતું નથી લાગતું; પણ રામાનુજના વિશિષ્ટાદ્વૈતને મળતું લાગે છે. વેદાન્તસૂત્ર ઉપર શૈવ મતનું ભાષ્ય લખનાર શ્રીકંઠ શિવાચાર્ય પોતાના ભાષ્યમાં (૧–૪–૨૨ સૂત્ર) કહે છે કે બૃહદારણ્યક ઉપનષિદ્ (૪–૫–૬)માં આત્મન્‌શબ્દ પરમાત્માના વાચક તરીકે

વાપર્યો છે, કારણકે પરમાત્મા જીવાત્માનો અન્તર્યામી છે. ૨-૨-૩૮ સૂત્રના ભાષ્યમાં એ કહે છે કે શક્તિયુક્ત શિવ જ જગતનું ઉપાદાન કારણ છે. વળી ૪—૪—૩ અને—૪ સૂત્રોના ભાષ્યમાં મુક્ત જીવને પરમાત્મા સમાન અને ૪—૪—૨ ના ભાષ્યમાં મુકત જીવને સમરસ કહે છે. આ રીતે શ્રી કંઠનો મત વીરશૈવ મતને મળતો લાગે છે. અને ખરેખર કાશીનાથ શર્મા નામના એક વીરશૈવ લેખક વીરશૈવ મતના સાહિત્યની નોંધ કરતાં શ્રી કંઠ શિવાચર્યના શ્રીકંઠ ભાષ્યને પણ ગણે છે ( જુઓ "શારદા" જયેષ્ઠ ૧૯૭૪ પા. ૮૨ )

અહિં એક બાબત ઉપર ધ્યાન ખેંચવાની ખાસ જરૂર છે કે જ્યારે પાશુપત મત વગેરે જૂના શૈવમતો ચોખ્ખા દ્વૈતવાદી હતા ત્યારે નવા શૈવમતો દ્વૈતમાં પણ અદ્વૈત જોનારા છે. ( લિંગાયત મત વિષે ઉપરનો સાર Vaisnavism Saivism માંથી તથા શારદામાસિકના ૧૯૭૪ ના જેઠ માસના અંકમાં છપાયેલા એક લેખ ઉપરથી લીધો છે. ) શારદાના ઉપર્યુકત લેખમાં વીરશૈવ મતના સાહિત્યનું એક લીસ્ટ આપ્યું છે, જેમાંનો મોટો ભાગ છપાયો નથી અને ઘણા ગ્રન્થોનાં અસ્તિત્વ માટેજ શંકા પડે છે. પણ એક અનુભવ સૂત્ર નામના સોલાપુરમાં છપાયેલા ગ્રંથમાંથી ડૉ. સર ભાંડારકરે પોતાના ગ્રંથમાં ઉતારો કર્યો છે.

વીરશૈવ મતમાં પડ્‌વિડિ, વૃષ્ટિ, લંબન મુકતાગચ્છ અને પંચવર્ણ નામનાં પાંચ સૂત્રો મૂળ મનાય છે. આમાંનાં દરેકમાંથી ૧૨ શિવાચાર્યોએ ૧૨, ૧૨ સૂત્રો રચ્યાં છે. આ પ્રમાણે કુલ ૬૦ સૂત્રો થાય છે આને ઉપસૂત્રો કહે છે. આ મૂળ સાહિત્યનો

પાછળથી વિસ્તાર થયો છે એમ એ મતના વિદ્વાનો માને છે. પ્રાચીન શાસ્ત્રોમાં આ વીરશૈવોના ચાર ભેદ માન્યા છે.

૧ સામાન્ય વીરશૈવ, શુદ્ધ વીરશૈવ, વિશેષ વીરશૈવ, અને નિરાભારિ વીરશૈવ. આ પ્રત્યેકનાં લક્ષણ વીરશૈવાદ્દાશંમાં આપ્યાં છે, એ ઉપરથી સામાન્ય વીરશૈવ અને શુદ્ધ વીરશૈવ દીક્ષા લીધા પછી લિંગનાં પૂજા ધ્યાનાદિ ઉપરાંત સંસારની પ્રવૃત્તિ પણ કરે છે. વિશેષ વીરશૈવ દીક્ષા લીધા પછી વૈરાગ્યથી લૌકિક આચારોને તજીને પોતાને બ્રહ્મ તરીકે જાણે છે અને નિરાભારિ વીરશૈવ તો શિક્ષા, દીક્ષા વગેરે કર્મો તજીને જંગલમાં ધ્યાનપરાયણ રહીને પોતાને પરમ શિવ સ્વરૂપ જાણે છે તથા માત્ર ભિક્ષાથી પોતાનો નિર્વાહ કરે છે.

લિંગાયતોનો ઉંચામાં ઉંચો વર્ગ લિંગી બ્રાહ્મણ કહેવાય છે. બાકીની જે જ્ઞાતિઓ લિંગ ધારણ કરે છે તેઓ લિંગી બ્રાહ્મણોના અનુયાયીઓ છે. લિંગી બ્રાહ્મણોના બે વર્ગ છે. આચાર્યો અને પંચમો આ વર્ગોની ઉત્પત્તિ વિષે દંતકથા એવી છે કે આચાર્યો મૂળ પાંચ હતા અને શિવના સદ્યોજાત વગેરે પાંચ મુખમાંથી ઉત્પન્ન થયા હતા; હાલના આચાર્યો એ પાંચના વંશજ છે એમ કહેવાય છે. આ પાંચ આચાર્યોનાં વીર, નન્દી, વૃષભ, ભૃંગી અને સ્કન્દ એ પાંચ ગોત્રો છે. હવે પંચમની ઉત્પત્તિ એવી રીતે કહેવાય છે કે શિવના ઇશાન મુખમાંથી પાંચ મુખવાળો એક ગણેશ્વર ઉત્પન્ન થયો અને એના પાંચ મુખમાંથી પાંચ પંચમો ઉત્પન્ન થયા. જેનાં નામો નીચે પ્રમાણે હતાં મખારિ, કાલારિ, પુરારિ, સ્મરારિ અને વેદારિ. ખરી રીતે આ શિવનાંજ

નામો છે. આ પંચમોમાંથી ઉપપંચમો નીકળ્યા. હરેક પંચમે પાંચમાના એક આચાર્યને ગુરૂ તરીકે સ્વીકારવો પડે છે. ગુરૂનું ગોત્રજ એનું ગોત્ર ગણાય છે, અને એકજ ગોત્રમાં લગ્ન થઇ શકતું નથી. આ પંચમો પોત પોતાનાં ગોત્ર, પ્રવર અને શાખા પણ રાખે છે. પંચાર્યપંચમોત્પત્તિ પ્રકરણમાં પંચમોને ખરા શિવભકત ગણ્યા છે.

હાલમાં સાધારણ રીતે લિંગાયતોના ચાર વર્ગ ગણાય છે ૧ જંગમા, ૨ શીલવન્તા ૩ બજજીગ (વેપારીઓ) અને ૪ પંચમશાલી. બીજા અને ત્રીજા વર્ગોનાં નામ ધંધા ઉપરથી પડેલાં છે અને ઉપર જેને આચાર્ય કહ્યા તેજ સાધારણ રીતે જંગમ કહેવાય છે. આ જંગમમાં વળી કેટલાક વિરકત હોય છે જેઓ સાધુ તરીકે એકલા રહે છે અને શિવ ભકિતમાં જીવન ગાળે છે. આ લોકોએ મઠો ઉભા કર્યા છે. આવો એક મુખ્ય મઠ મહિસુર સંસ્થાનમાં ધારવાડથી ૧૦૦ મૈલ ઉપર ચીતલ દુર્ગમાં છે. આ મઠના મઠાધીશને ઘણું માન મળે છે અને એના અનુયાયીઓ ઉપર એની ઘણી સત્તા છે.

જંગમના બીજા વર્ગમાં ગ્રહસ્થોનો સમાવેશ થાય છે, જેઓ ધાર્મિક ક્રિયાઓ કરાવવાનું કામ કરે છે, પંચમ અને એ માર્ગના બીજા અનુયાયીઓની બધી ધાર્મિક ક્રિયાઓ આ લોકો કરાવે છે. આ જંગમ આચાર્યો હિમાલયથી મહિસૂર સુધીના જુદા જુદા પ્રદેશમાં સ્થપાયેલા એ મતના પાંચ મઠમાંથી એકના પ્રતિનિધિ ગણાય છે. આ સંપ્રદાય સંબંધી કાંઇ પણ પ્રશ્નનો છેવટ નિર્ણય પાંચમાંથી એક મઠમાં થાય છે. ખરા લિંગાયત સિવાય વળી બીજો એક વર્ગ છે જે અર્ધ લિંગાયત કહી શકાય. લિંગાયતો મદ્યમાંસ

લેતા નથી, વિધવાઓને પુનર્વિવાહની છૂટ આપે છે અને રજ-સ્વલા સ્ત્રીઓને અપવિત્ર કે અસ્પૃશ્ય ગણતા નથી.

બ્રાહ્મણોના ઉપનયન સંસ્કારને સ્થાને વીર શૈવોમાં એક દીક્ષા આપવાનો રિવાજ છે. દીક્ષામાં ગાયત્રી મંત્રને બદલે શૈવ પંચાક્ષર મંત્ર આપવામાં આવે છે. અને જેમ ઉપનયન સંસ્કાર પછી બ્રાહ્મણને યજ્ઞોપવીત ધારણ કરવું પડે છે તેમ આ દીક્ષા પછી લિંગાયતો શિવલિંગ ધારણ કરે છે. દીક્ષા સમયે ગુરૂ પોતાના ડાબા હાથમાં શિવલિંગ રાખે છે, એની શોડષોપચારથી પૂજા કરે છે, પછી શિષ્યને એ લિંગનું દર્શન કરાવે છે અને શિષ્યના હાથમાં શિવલિંગ આપીને ગુરૂ કહે છે કે 'આ લિંગ એજ તારો આત્મા છે, એજ પરમતત્વ છે.' આ પ્રમાણે બોધ આપીને એક રેશમના કપ-ડામાં લિંગને વીંટીને, ગુરૂ યજ્ઞોપવીત સંબંધી મંત્ર બોલતાં બોલતાં શિષ્યના ગળાની આસપાસ બાંધે છે.

આ ક્રિયાને લિંગસ્વાયત્ત દીક્ષા કહે છે. આ ક્રિયા છોકરી ઓને પણ કરવામાં આવે છે અને પુરૂષો પેઠે સ્ત્રીઓ પણ લિંગ ધારણ કરે છે. સાધારણ રીતે લિંગને રુપાની ડાબલીમાં રાખીને ગળાની આસપાસ લટકાવાય છે. વીરશૈવો હમેશાં સંધ્યાને મળતી ધાર્મિક ક્રિયા કરે છે, જેમાં શિવ ગાયત્રીનો ઉપયોગ કરે છે. વીરશૈવોનો લગ્નવિધિ વૈદિક મંત્રોથીજ કરવામાં આવે છે, માત્ર હોમ નથી કરતા. વીરશૈવોની નિત્ય ધાર્મિક ક્રિયામાં ગળાની આસપાસ બાંધેલ લિંગ જેને ઇષ્ટ લિંગ કહે છે તેની પૂજા મુખ્ય છે. એઓને શિવ મંદિરોમાં જવાની કે ત્યાં

પૂજા કરવાની ખાસ જરૂર નથી. એટલે શિવનાં જાહેર મંદિરો સાથે એઓને સાક્ષાત્ સંબંધ નથી.

જો કે લિંગાયતોએ ઉપર જણાવેલા કેટલાક સુધારા દાખલ કર્યા છે પણ એ ઉપરથી એ બધા શૂદ્રમાંથી નીકળ્યા છે એમ માનવાનું કારણ નથી. ખરી રીતે લિંગાયતોમાં બ્રાહ્મણ, વૈશ્ય અને ક્ષત્રિયનું મિશ્રણ જણાય છે. લિંગાયતના ચારમાંના પ્હેલા બે વર્ગ પોતાને લિંગી બ્રાહ્મણ ગણે છે એ યથાર્થ લાગે છે. આચાર્ય અથવા જંગમ લિંગાયતો પોતાને, દીક્ષા વખતે પુજાતા આરાધ્યાન્ત નામ વાળા પાંચ આચાર્યોના વંશજો માને છે, એ માન્યતાથી પણ તેઓ બ્રાહ્મણ છે. એમ સૂચવાય છે. બજીગ અને પંચમશાલી વૈશ્ય વર્ગના લાગે છે. જેમ બીજા વૈશ્યો ખેતી, વેપાર વગેરે ધંધાઓ કરે છે, તેમજ આ લોકો પણ ખેતી વેપાર વગેરે ધંધાઓ કરે છે.

## રસેશ્વર દર્શન.

પાશુપત, શૈવ વગેરે ઉપરાંત સર્વદર્શન સંગ્રહકાર રસેશ્વર દર્શનને પણ માહેશ્વર દર્શન માને છે. આ રસેશ્વર દર્શનના ગ્રંથો હાલમાં વૈદામાં વપરાય છે ખરા, પણ ધાર્મિક સાહિત્યમાં એની ગણતરી નથી. છતાં સર્વદર્શન સંગ્રહકારના મતને અનુસરી રસેશ્વર દર્શનને માહેશ્વર માની એનો ટુંકો સાર સર્વદર્શન સંગ્રહમાંથીજ અહિં ઉતાર્યો છે.

આ રસેશ્વરભકતો કહે છે કે મુકિત જ્ઞાનથી થાય છે એ વાત ખરી, પણ જ્ઞાન અભ્યાસ વગર થતું નથી અને અભ્યાસ દેહ સ્થિર હોય ત્યારેજ બની શકે, માટે દેહ સ્થિર કરવાનો પ્રયત્ન

કરવો. વળી જીવન્મુક્તિનો અનુભવ તો સ્થિર શરીરથીજ થઇ શકે. હવે શરીરને સ્થિર કરનાર તો રસ–પારદ જ છે. આ સંસારની પાર પોચાડે છે માટે એ પારદ કહેવાય છે. વળી રસાર્ણવમાં શિવ કહે છે કે "આ પારદ મારા દેહનો રસ છે માટે રસ કહેવાય છે" અને બીજે ઠેકાણે શિવ કહે છે કે "હે પાર્વતિ, અભ્રક તારૂં બીજ છે અને પારદ મારૂં બીજ છે, આ બેયનો સંયોગ મૃત્યુ અને દરિદ્રતાનો નાશ કરે છે." વળી રસાર્ણવમાં કહ્યુ છે કે "છ દર્શનોમાં શરીર પડ્યા પછી મુક્તિ થાય છે એમ માન્યું છે જેથી એ મુક્તિ હાથમાં રહેલાં આમળાં પેઠે પ્રત્યક્ષ દેખાતી નથી માટે શરીરની રસ અને રસાયનોથી રક્ષા કરવી." આ રસવિદ્યાના ઉપાસકો માને છે કે જો કે આ ભૌતિક શરીર અનિત્ય છે પણ રસના ઉપયોગથી જે રસમય દિવ્ય શરીર પ્રાપ્ત થાય છે તે ચિરંજીવ છે અને એ શરીરમાં જ જીવન્મુક્તિનો અનુભવ થઇ શકે છે. ઘણા દેવો, રાજાઓ અને ઋષિઓ આ રસમય દિવ્ય શરીરમાં જીવન્મુક્ત થઇને હજી ફરે છે. આ વિષયમાં શિવ પાર્વતિને કહે છે કે પિંડ ધારણ કર્મયોગથી થઇ શકે છે. કર્મયોગ બે પ્રકારનો છે. એક રસનો અને બીજો પવનનો; રસ અને વાયુ બેય મૂર્ચ્છિત થાય તો રોગોને દૂર કરે છે, મરે તો જીવાડે છે અને બંધાય તો આકાશમાં ચલાવે છે.

મૂર્ચ્છન વગેરે ૧૮ સંસ્કારો પારા ઉપર કરવાથી રસ-સિદ્ધ થાય છે. આ ૧૮ સંસ્કારોનું વર્ણન રસહૃદય વગેરે ગ્રંથોમાં સવિસ્તર આપેલું છે પણ અહિં એનું પ્રયોજન નથી. પણ આ રસસિદ્ધો એમ માનતા જણાય છે કે આ રસશાસ્ત્ર માત્ર ધાતુવાદ

(Chemistry) અર્થે જ નથી પણ સાક્ષાત્ મુક્તિના સાધન રૂપ છે. ગોવિંદ ભગવત્પાદ સ્પષ્ટ કહે છે કે "વિદ્યાઓના સ્થાન રૂપ અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષના મૂળ રૂપ અજરામર શરીર સિવાય બીજું શ્રેય શું છે? અને એક આ રસરાજ શરીરને અજરામર કરે છે. વધારે શું! રસરાજના દર્શનથી, સ્પર્શથી, સ્મરણથી, પૂજનથી, દાનથી અને ભક્ષણથી પણ પુણ્ય થાય છે. પૃથિવીમાં કેદારેશ્વર વગેરે જે જે શિવલિંગો છે તેના દર્શથી જે પુણ્ય થાય છે, તે પુણ્ય રસના દર્શનથી થાય છે, આ રસનું દર્શન, પૂજન વગેરે રસનું શિવલિંગ બનાવીને કરવાનો વિધિ છે. રસાર્ણવમાં કહે છે કે કોટિ શિવલિંગ પૂજનથી જે ફળ થાય તેટલું ફળ એક રસલિંગના પૂજનથી થાય છે.[1]

## ગુજરાતમાં શૈવ ધર્મનો પ્રચાર.

ગુજરાતમાં શૈવ ધર્મનો પ્રચાર ઘણા જુના વખતમાં થયો છે. ગુજરાતમાં શૈવ ધર્મનાં બે મુખ્ય તીર્થ સ્થાનો છે. ૧ સોમનાથ અને બીજું નર્મદા. નર્મદામાંથી શિવ લિંગો નીકળે છે એમ મનાય છે. શૈવો ગંગા પેઠે નર્મદાને પણ માને છે, અને નર્મદા કાંઠે અનેક શૈવ તીર્થો ઉભાં થયાં છે. ગુજરાતની વસ્તી નર્મદાની યાત્રા બહુ ભક્તિથી કરે છે. સોમનાથ તો શૈવ તીર્થ તરીકે પ્રખ્યાત છે. જેવું

---

૧ આ રસેશ્વર સંપ્રદાય, પ્રાચીનકાળમાં પ્રચલિત હશે તો તે દેખાતો નથી, પણ હાલમાં જામનગર (કાઠિયાવાડ) માં રસેશધર્માચાર્ય મણિશંકર વિઠલજી એ રસેશ ધર્મ ચલાવ્યો છે. તેઓ એ મતને શૈવ મત નથી ગણતા. પણ દુનીઆનો ધર્મ ગણે છે, અને એમણે આ જુના મતનો ખાસ આશ્રય લીધો નથી.

ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનું ધામ દ્વારિકા છે તેવું શૈવ ધર્મનું સોમનાથ પાટણ છે. બે સ્થળો પ્રાચીન કાળથી આખા ભારત વર્ષનાં તીર્થ સ્થાનો ગણાય છે. પ્રભાસ પાટણનું તીર્થ રૂપે વર્ણન માહાભારતમાં મળે છે. પણ મહાભારતના વર્ણન ઉપરથી એ વખતે એ શૈવ તીર્થ થયું જણાતું નથી; પછી ગુજરાતના સોલંકી રાજાઓના વખતમાં તો સોમનાથ પાટણ ગુજરાતનું મ્હોટું શૈવ તીર્થ ગણાતું હતું; અને પુરાણોમાં ૧૨ જ્યોતિ લિંગોના વર્ણનમાં સોમનાથનો ઉલ્લેખ મળે છે એ ઉપરથી પૌરાણિક કાળમાં જ સોમનાથ શૈવતીર્થ તરિકે પ્રસિદ્ધ થયું હશે એમ જણાય છે. કાળ બળે, વર્તમાનમાં સોમનાથની એવી ખ્યાતિ રહી નથી અને કાશી, કેદારનાથ, રામેશ્વર વગેરે જ્યોતિ લિંગો જેટલી સોમનાથની ખ્યાતિ હાલમાં દેખાતી નથી, પણ વચલા કાળમાં સોમનાથ પણ એવું જ મહા તીર્થ ગણાતું હતું. આખા હિંદુસ્થાનના યાત્રાળુઓ સોમનાથની યાત્રા કરવા આવતા હતા. વળી આજે ગુજરાતીઓને ગુજરાતનાં તીર્થ માટે એવું અભિમાન રહ્યું નથી પણ વચલા કાળના-ગુજરાતની જાહોજલાલીના વખતના ગુજરાતીઓને સોમનાથ માટે અસાધારણ અભિમાન હતું. જય સોમનાથની ગર્જનાથી ગુજરાત ગાજી ઉઠતું; સોમનાથના રક્ષણ માટે કોઇ ગુજરાતી પ્રાણ આપવામાં પાછો ન પડતો. સોમનાથના લિંગની તથા મન્દિરની ભવ્યતા, સમૃદ્ધિ તથા કીર્તિ પણ એવાંજ હતાં. ગુજરાતના તથા ગુજરાત બ્હારના અનેક રાજાઓએ તથા શ્રીમંતોએ સોમનાથની સમૃદ્ધિ વધારવા માટે છૂટે હાથે દાનો કર્યાં હતાં. મૂળરાજ, ભીમદેવ, સિદ્ધરાજ અને કુમારપાલ, એ ગુજરાતના ચાર સોલંકી રાજાઓએ સોમનાથની યાત્રા કરી હતી, વિશેષ શું ?

સોમનાથની સમૃદ્ધિ હિંદુસ્થાન બ્હાર પણ એટલી પ્રખ્યાત હતી કે મહમુદ ગઝનવીને સોમનાથ લુંટવાનું આકર્ષણ થયું. ઇ. સ. ૧૧ મા શતકની શરૂઆતમાં આટલું સમૃદ્ધ તીર્થ તે પહેલાં ઘણા વખતથી પ્રખ્યાત હોવું જોઇએ. ગુજરાતના લોકોની તથા રાજાની સોમનાથ ઉપર એવી ભકિત હતી કે મહમદે ગુજરાતની બ્હાર પગલાં મૂકયાં ન મૂકયાં ત્યાં તો સોમનાથના દેવાળનો જીર્ણોદ્ધાર પણ થઇ ગયો. પણ વળી એ નવું બંધાએલું મંદિર મહમદ ગીઝનવી પછી ગુજરાતના સુલતાન મુઝફ્ફર પ્હેલાએ (ઇ. સ. ૧૪૦૧ માં) તથા અહ્મદશાહ બીજા (ઇ. સ. ૧૪૧૨ થી ૧૪૪૩) એ તોડયું હતું. આ રીતે મુસલમાની કાળમાં અનેક વાર લુંટાયેલું, તૂટેલું તથા ફરી ફરી પ્રતિષ્ઠિત થતાં ક્ષીણ વૈભવ સોમનાથનું મંદિર હજી ઉભું છે.

ઇ. સ. ૧૦૨૫ માં મહમદ ગઝનવીએ સોમનાથનું મંદિર લુટયું ત્યારે એ મંદિર કેવી સ્થિતિમાં હતું એનો કાંઇક ખ્યાલ મુસલમાની તવારિખો ઉપરથી આવે છે. એવી દંતકથા છે કે સોમનાથનું મૂળ મન્દિર સોમે-ચંદ્રે સોનાનું ચણાવેલું, પછી ભગવાન કૃષ્ણે તે સ્થળે લાકડાનું મંદિર કરાવ્યું અને છેવટ ગુજરાતના રાજા ભીમદેવે પથ્થરનું મંદિર કરાવ્યું. આ દંતકથામાં એટલું સત્ય જણાય છે કે જૂના કાળમાં લાકડાનું મંદિર હશે, એ વખતે આ દેશમાં ઘણાં ખરાં મન્દિરો લાકડાનાં થતાં, પછી એ પથ્થરનું બંધાયું. જો કે પથ્થરનું કયારે અને કોણે બાંધ્યું તે ખબર નથી પણ મહમદ ગીઝનવીએ તોડયું ત્યારે તો એ પથ્થરનું વિશાળ મંદિર હતું. ફરતી ખાઇવાળા વિશાળ કિલ્લાની વચ્ચે

સુંદર કોતર કામવાળા અનેક સ્તમ્ભોથી સુશોભિત તથા ઉંચા શિખર ઉપર ફરકતી ધજાવાળું ભવ્ય મંદિર મહમદે તોડી નાખ્યું. એણે જે લિંગ તોડયું તે પણ જમીનની બ્હાર નવ ફીટ ઉંચું (અને છ ફીટ જમીનની અંદર) ભવ્ય લિંગ હતું. મહમદ પાછો ગયા પછી ભીમદેવે સોમનાથના મંદિરનો જે જીર્ણોદ્ધાર કર્યો, તે તેના પ્રધાન વિમળશાહના દેલવાડાના મન્દિર જેવો સુંદર હશે. છતાં ભીમદેવે બાંધેલા મંદિરને કુમારપાલે મરામત કરાવી વધુ સુશોભિત કર્યું. ફરી ૧૪ મા ૧૫ મા સૈકામાં મુસલમાનોએ આ મંદિરને વારંવાર તોડ્યા પછી પણ એનો તરત શ્રદ્ધાળુ હિન્દુઓએ જીર્ણોદ્ધાર કર્યો હતો. હાલમાં જે મન્દિર છે તે મહારાજા હોલ્કરની વિધવા-રાણી અહલ્યાબાઇએ ઇ. સ. ૧૭૮૩ માં નવું બંધાવ્યું છે. પ્રાચીન ભવ્ય મંદિરનું ખંડેર સમુદ્ર કાંઠે હજી દેખાય છે, એના ઉંચા કોતરકામવાળા થાંભલાના કટકાઓ તથા બીજા અનેક અવશેષો જુના ખંડેરમાં દરીઆના પાણીથી ધોવાય છે. કેટલાક પથરાઓ તો મસજીદોમાં ચણાઇ ગયા છે.

મહમદે આ મંદિર લુંટયું તે પ્હેલાં સોમનાથની હંમેશાં એક હજાર બ્રાહ્મણો પૂજા કરતા અને અનેક રાજ કન્યાઓ આરતી વખતે સોમનાથ સામે નૃત્ય કરતી. સોમનાથના ખરચ માટે જુદા જુદા રાજાઓ તરફથી દશ હજાર ગામોની ઉપજ મન્દિરને મળતી. તે ઉપરાંત સૈકાઓથી ભકત શ્રીમન્તોએ કરેલાં દાનોથી મંદિરનો ખજાનો ભર્યો હતો. સોમનાથના ઘંટોની સોનાની સાંકળો જ ૨૦૦ મણ વજનની હતી. મંદિરમાં મોતી તથા બીજાં રત્નોથી જડેલાં છત્રો હતાં, મંદિરની દીવીઓ રત્ન જડીત હતી અને શિવલિંગ પોતે

જેની કિંમત ન આંકી શકાય એવાં રત્નોથી જડેલું હતું. ૫૦૦ ગાનારીઓ મંદિરમાં રહેતી તથા ૩૦૦ હજામો જાત્રાળુઓની હજામત કરવા રહેતા.

આ બધી સમૃદ્ધિથી આકર્ષાઇ તથા મૂર્તિભંજક તરીકે કીર્તિ સંપાદન કરવા મહમદ આવ્યો, મંદિરમાં લોહીની નીકો વહી, પણ છેવટ મહમદ જીત્યો અને ૨૦ લાખ દીનારની લુંટ લઇ પાછો ગયો.

પાછળ લખેલી સીન્ત્રા પ્રશસ્તિ ઉપરથી સોમનાથનું મન્દિર પાશુપત મતના આચાર્યોના હાથમાં ઘણા કાળ સુધી હતું એમ જણાય છે. ગુજરાતમાં પાશુપત મતનો પ્રચાર એક કાળે હોવાનું બીજું પણ કારણ છે. પાશુપત સંપ્રદાય ચલાવનાર નકુલીશ પાશુપત ગુજરાતના હતા અથવા ગુજરાતમાં આવીને વસ્યા હતા એમ કેટલાક જૂના લેખો ઉપરથી જણાય છે. એકલિંગજી પાસેના નાથના મંદિરના વિ. સં. ૧૦૨૮ ના લેખમાં શિવ લકુલીરૂપે ભૃગુ કચ્છ દેશમાં અવતર્યા હતા એમ લખ્યું છે, તથા સીન્ત્રા પ્રશસ્તિ નામથી ઓળખાતા બીજા લેખમાં શિવ લકુલીશરુપે અવતર્યા હતા અને લાટ દેશમાં કાયાવરોહ (વડોદરા રાજ્યનું કારવણ) માં રહેતા હતા એમ લખ્યું છે. આ ઉપરાંત વાયુપુરાણ અને શિવપુરાણમાં પણ લકુલીશ કારવણમાં જન્મ્યા હતા એમ કહ્યું છે (જુઓ કારવણ માહાત્મ્ય). પાશુપત જેવા જૂનામાં જૂના શૈવ શંપ્રદાયના મૂળ પ્રચારક આચાર્ય લકુલીશ ગુજરાતમાં થઇ ગયા હતા એ ગુજરાતે ઓછું અભિમાન લેવા જેવું નથી. લકુલીશે પાશુપત મતનો ગુજરાતમાં કરેલો પ્રચાર કયાં સુધી ચાલ્યો તે કહી શકાતું નથી પણ સીન્ત્રા

પ્રશસ્તિ વગેરે ચોક્કસ પ્રમાણોથી પાશુપત મતનો મધ્યકાળમાં ગુજરાતમાં ઘણો પ્રચાર હતો એમ ચોક્કસ જણાય છે.

આ ઉપરાંત ગુજરાતમાં શિવભક્તિ ( સાંપ્રદાયિક કે સામાન્ય પૌરાણિક ) નો પ્રચાર દર્શાવનારાં કેટલાંક પ્રમાણો નીચે કાલાનુક્રમમાં બતાવ્યાં છે.

ગુજરાતના ઐતિહાસિક કાળની શરૂઆતના રૂદ્રદામ, રૂદ્રસિંહ વગેરે ક્ષત્રપ રાજાઓ પોતાનાં નામો રૂદ્રાદિ રાખે છે એ ઉપરથી તેઓ રૂદ્ર ભકત હોવાનો સંભવ છે. ક્ષત્રપ પછી ગુજરાત ગુપ્તોના આધિપત્ય નીચે આવ્યું હતું; જેઓ મોટે ભાગે વૈષ્ણવ હતા. પણ તે પછી ગુજરાતમાં સમૃદ્ધ રાજ્ય જમાવનાર વલ્લભી રાજાઓ (ઇ. સ. ૫૦૯થી ૭૬૬) નો મોટો ભાગ (એક બે રાજાઓને બાદ કરતાં બધા જ) માહેશ્વર હતો; એમ એમના લેખો ઉપરથી સ્પષ્ટ દેખાય છે. વળા પાસે વલ્લભીપુરનાં ખંડેરોમાં એ વખતનાં મોટાં શિવલિંગો તથા મોટા પોઠીઆઓ મળી આવે છે. વલ્લભી રાજ્યના નાશ પછી ગુજરાતમાં અણહિલપુર પાટણનું રાજ્ય (ઇ. સ. ૭૪૬ માં) સ્થપાયું. આ વખતના શૈવ ધર્મના પ્રચારને દેખાડનારા જે લેખો મળે છે તે નીચે નોંધ્યા છે. સદ્ગત રણજીતરામ વાવાભાઇએ ગુજરાતના ઇતિહાસ સંબંધી લેખોનો જે સંગ્રહ કર્યો હતો તેમાંથી આ તારવણી કરી છે. આ લેખો ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે ઇ. સ. ૧૦ માથી ૧૪ મા શતક સુધી ગુજરાત અને એની આસપાસના દેશોમાં શૈવ-પાશુપત ધર્મનો જબરો પ્રચાર હતો, સોમનાથ શૈવ ધર્મનું પશ્ચિમમાં મુખ્ય ધામ હતું. ઘણું કરી પાશુપત મતનો સોમનાથમાં એક પ્રખ્યાત મઠ હતો. એ મઠના આચાર્યો-

માંન ઘણા પ્રખ્યાત વિદ્વાનો થઇ ગયા હતા અને ગુજરાતના સમાજ ઉપર એમની ઘણી અસર હતી. મૂળરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ ભીમદેવ, કર્ણદેવ, જયસિંહદેવ (સિદ્ધરાજ), કુમારપાલ, મૂલરાજ (બીજો) અને ભીમ (બીજો) આટલા ગુજરાતના સોલંકી રાજાઓને એક લેખમાં ઉમાપતિવરલબ્ધપ્રસાદ કહ્યા છે અર્થાત્ આ બધા શિવમાં ભકિત દેખાડતા.

હવે કાળાનુક્રમમાં જેમાં શૈવ ઉલ્લેખ હોય એવા થોડા લેખો જોઇએ. પાટણના ગોસાંઇ નારાયણ ભારતી પાસેના મૂળરાજના વિ. સં. ૧૦૩૦ના તામ્રપત્રમાં વચ્છકાચાર્યને દાન આપ્યાનો ઉલ્લેખ છે. આ આચાર્ય શૈવ જણાય છે.

મૂળરાજના કડીના વિ. સં. ૧૦૪૩ના તામ્રપત્રમાં રુદ્ર મહાલય દેવને પૂજીને દાન આપ્યાનો લેખ છે. તામ્ર પત્ર ઉપર નન્દીનું ચિહ્ન છે. આ લેખ ઉપરથી રુદ્ર મહાલય વિ. સં. ૧૦૪૩ પહેલાં બંધાયો જણાય છે. આ વખતમાંજ, સિદ્ધપુરમાં રૂદ્રમહાલય બંધાવનાર મૂળરાજે સોમનાથનું પણ રૂદ્રમહાલય જેવું પથ્થરનું મંદિર બંધાવ્યું હોય એ સંભવિત છે. બેયનાં ખંડેરોની કળા સરખાવી જોવી જોઇએ.

વિ. સં. ૧૦૫૧ના મૂળરાજના બાળેરાના તામ્ર પત્રમાં ચરાચર ગુરૂ ભગવાન ભવાનીપતિને પૂજીને દાન આપ્યાનો ઉલ્લેખ છે.

(E. I. Vol. X P. 76)

વિ. સં. ૧૦૮૬ના ભીમદેવના તામ્ર પત્રમાં ભગવાન ભવાનીપતિને પૂજીને કચ્છમાં મસુર ગામ આચાર્ય મંગલ શિવના પુત્ર

ભટ્ટારક અજયપાલને આપ્યાનો લેખ છે. આ આચાર્ય પાશુપત મતના હશે.

(I. A. VIp. 193)

ઘમડાછાના કર્ણ સોલંકીના વિ. સં. ૧૧૩૧ના તામ્રપત્રમાં ચરાચર ગુરૂ મહેશ્વરને પૂજીને કર્ણદેવે દાન આપ્યાનો લેખ છે. આ તામ્રપત્રના બીજા પત્રામાં લાટના મહામંડલેશ્વર દુર્લભરાજે નારાયણને પૂજીને ગામનું દાન કર્યાનો ઉલ્લેખ છે. બેય પત્રામાં એક જ સાલ (શક ૯૯૬ કે વિ. સં. ૧૧૩૧) છે અને એક જ દાનની વાત છે. અર્થાત્ ગુજરાતનો રાજા શિવ ભકત હતો અને એનો લાટનો મહામંડલેશ્વર વિષ્ણુ ભકત હતો.

વિ. સં. ૧૧૪૮ના કર્ણદેવના સૂનકના તામ્રપત્રમાં ભગવાન ભવાની પતિને પૂજીને જમીન આપ્યાનો લેખ છે.

E. I. Vol Ip 317.

વિ. સં. ૧૨૦૨ના કુમારપાલના વખતના માંગરોળના લેખમાં શિવ સ્તુતિથી આરંભ છે અને સુરાષ્ટ્રના રક્ષક સોમરાજે પોતાના પિતાના નામથી સહજીગ મહેશ્વરનું મંદિર બંધાવ્યાનો લેખ છે.

(Cousens list p. 246)

વિ. સં. ૧૨૦૭ના ચિતોડ ગઢના મોકલજીના મન્દિરના શિલા લેખમાં કુમારપાલ રાજાએ શ્રી સમિધેશ્વર દેવને પૂજીને શિવ ચરણની પૂજા માટે ગામ આપ્યાનો ઉલ્લેખ છે.

(E. I. 11 p. 422)

વિ. સં. ૧૨૧૩ના નાંદોદના તામ્રપત્રમાં તથા વિ. સં. ૧૨૧૮ના બૃહત્કલ્પસૂત્રમાં કુમારપાલને ઉમાપતિવર લબ્ધ પ્રસાદ કહેલ છે.

ઉદેપુરના વિ. સં. ૧૨૨૦ ના તામ્રપત્રમાં ઉમાપતિવર લબ્ધ પ્રૌઢપ્રતાપ કુમારપાલના મહા સાધનિક વસન્તપાળે ઉહાલેશ્વર દેવ માટે દાન આપ્યાનો લેખ છે.

વિ. સં. ૧૨૨૫ માં સોમનાથની ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિ લખાયેલ છે. જે પ્રશસ્તિનો ભાંગેલો પથરો પાટણમાં ભદ્રકાળીના મન્દિરની એક ભીંતમાં મળી આવ્યો છે. આ લેખમાં લખ્યું છે કે સોમનાથનું દેવળ, પ્રથમ સોમે સોનાનું બંધાવ્યું હતું, પછી *રાવણે રૂપાનું બંધાવ્યું પછી ભીમદેવે પથ્થરનું બંધાવ્યું અને છેવટ કુમારપાળના વખતમાં સોમનાથના મઠપતિ આ ભાવ બૃહસ્પતિની દેખરેખ નીચે મોટા પાયા ઉપર તેની ગરામત થઇ† કુમારપાલે ભાવ બૃહસ્પતિને બ્રહ્મપુરી ગામ આપ્યું.

આ પાશુપતાચાર્ય ભાવ બૃહસ્પતિ વિષે એ પ્રશસ્તિમાંજ લખ્યું છે કે તેઓ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા, માળવાના રાજાના ગુરૂ હતા, સિદ્ધરાજ જયસિંહના મિત્ર હતા. તેણે બીજાં પણ અનેક શિવમંદિરો બંધાવ્યાં અનેકનો જીર્ણોદ્ધાર કર્યો, શહેરની આસપાસ કિલ્લો બાંધ્યો, બ્રાહ્મણો માટે ઘરો બાંધ્યાં, સોમનાથના રસ્તામાં વાવો બંધાવી.

---

* એક દંતકથામાં રાવણને બદલે કૃષ્ણે લાકડાનું બંધાવ્યું એમ વર્ણન છે. જુઓ પાનું ૧૨૮

† કુમારપાળે જેની મરામત કરાવી હતી તે મન્દિરનો ઇ. સ. ૧૩૦૯ માં અલફખાને નાશ કર્યા પછી જૂનાગઢના રા. ચોથા ખેંગારે (ઇ. સ. ૧૨૯૭ થી ૧૩૧૩) ઘણી સુંદર મરામત કરાવી હતી. આ રીતે અનેકવાર ભાંગફોડ અને મરામત વારાફરતી થયા પછી છેવટ મુઝફ્ફરશાહ બીજાએ ઇ. સ. ૧૫૩૦ માં મન્દિરને તોડી તેને મસિદનું રૂપ આપ્યું, ત્યાર પછી જીર્ણોદ્ધારનો વિચાર છોડી દેવો પડયો.

વિ. સં. ૧૨૨૯ના ઉમરછાના તામ્રપત્રમાં એ વખતના ગુજરાતના રાજા અજયપાલને પરમ માહેશ્વર કહેલ છે, અને ઉદયપુરમાં વૈદ્યનાથની પંચોપચાર પૂજા માટે ઉમરછા ગામ દાનમાં આપ્યાનો લેખ છે.

(I. A. XVIII p. 347)

વિ. સં. ૧૨૩૧ના મંડલેશ્વર વૈજલદેવના તામ્રપત્રમાં શિવની સ્તુતિથી આરંભ છે, છતાં ભગવાન ભવાની પતિને તથા લક્ષ્મી પતિ પુરૂષોત્તમને બન્નેને પૂજીને દાન આપ્યાનો લેખ છે.

(I. A. XVIII p. 80)

વિ. સં. ૧૨૬૩ના ભીમદેવના તામ્રપત્રમાં ભગવાન ભવાની પતિને પૂજીને લીલાદેવીએ સ્થાપેલા ભીમેશ્વર અને લીલેશ્વર દેવ માટે ઇંદિલા ગામ આપ્યાનો લેખ છે.

(I. A. VI p. 194)

સિંહ સં. ૯૩ (વિ. સં. ૧૨૬૨–૬૩)ના ભીમદેવના તામ્ર પત્રમાં રાજા પોતે ચરાચર ગુરૂ ભગવાન ભવાનીપતિને પૂજીને ભૂમિદાન આપ્યાનો ઉલ્લેખ કરે છે.

(I. A. XVIII p. 109)

વિ. સં. ૧૨૬૪ના ભીમદેવના વખતના હિમ્બાણુકના તામ્ર પત્રમાં મેહરરાજ જગમલ્લે પોતાના માત પિતાના નામ ઉપર ચૌંડરેશ્વર તથા પૃથ્વીદેવીશ્વરની મૂર્તીઓ તળાજામાં કરાવી તથા તેની પૂજા માટે દાન આપ્યું એ બાબતનો લેખ છે.

(I. A. XI p. 337)

વિ. સં. ૧૨૬૫ના આબુના લેખમાં લખ્યું છે કે ઉજ્જેનના મઠપતિ કેદાર રાશિએ અચલેશ્વરમાં કનખલમાં કોટેશ્વરના મંદિરનો તથા અતુલનાથના મન્દિરનો જીર્ણોદ્ધાર કર્યો; શૂલપાણિનાં બે નવાં મન્દિરો ચણાવ્યાં અને કનખલમાં શંભુના મંદિરના મંડપમાં સ્તંભો ઉભા કરાવ્યા; વળી એની બેન મોક્ષેશ્વરીએ પણ શિવ મંદિર બંધાવ્યું. આ લેખમાં કેદાર રાશિની ગુરૂપરંપરા પણ આપી છે.

(I. A. XI p. 220)

વિ. સં. ૧૨૭૩ની સોમનાથની પ્રશસ્તિ એક થાંભલા ઉપર સોમનાથ પાટણમાં કાઝીના ઘર પાસે મળી આવી છે.

(E. I. II p. 437)

વિ. સં. ૧૨૮૩ના ભીમદેવના તામ્રપત્રમાં ભીમદેવે ભગવાન ચરાચર ગુરૂ ભવાનીપતિને પૂજીને મંડલીના શ્રીમુલેશ્વર દેવની નિત્ય પૂજા માટે નતાઉલી ગામ આપ્યાનો ઉલ્લેખ છે.

(I. A. VI p. 199)

વિ. સં. ૧૨૮૭ના ભીમદેવના લેખમાં ચરાચર ગુરૂ ભગવાન ભવાનીપતિને પૂજીને આનલેશ્વર અને સલખણેશ્વર દેવની નિત્ય નૈમિત્તિક પૂજા માટે મંડલીના મુલેશ્વર દેવના મઠના સ્થાનપતિને દેવાઉ ગામ આપ્યાનો ઉલ્લેખ છે.

(I. A. VI p. 201)

વિ. સં. ૧૨૮૮ના ભીમદેવના તામ્રપત્રમાં પણ આનલેશ્વર અને સલખણેશ્વરનો ઉલ્લેખ છે.

વિ. સં. ૧૨૯૫ના ભીમદેવના તામ્ર પત્રમાં વીરમેશ્વર દેવ અને સૂમલેશ્વર દેવનાં નૈવેદ્યપૂજા વગેરે માટે ત્યાંના મઠાધિપતિને દાન આપ્યાનો ઉલ્લેખ છે. (I. A. VI p. 205)

વિ. સં. ૧૨૯૮ના તામ્રપત્રમાં, સલખણપુરમાં સોલંકી રાણા આનાક લૂણાપ્પાસકે (લવણપ્રસાદે) પોતાની માતા સલખણદેવીના નામથી સ્થાપેલ આનલેશ્વર અને સલખણેશ્વર દેવ માટે જયંતસિંહે ભગવાન ભવાનીપતિને પૂજીને સાંપાવાડા ગામ આપ્યાનો ઉલ્લેખ છે. (I. A. VI p. 196)

વિ. સં. ૧૨૮૭માં આબુના નેમીનાથના મંદિરની પ્રશસ્તિ લખનાર સોમેશ્વર પુરોહિતે વિ. સં ૧૩૧૧માં વીસળદેવના રાજ્ય કાળમાં ડભોઇમાં વૈદ્યનાથ દેવની પ્રશસ્તિ લખી છે.

(E. I. I p. 25)

વિ. સં. ૧૩૧૭ના વીસલદેવના સમયના લેખમાં મહા મંડલેશ્વર રાણક શ્રી સામતસિંહદેવે કેટલાક બ્રાહ્મણોના ભોજન માટે તથા શ્રી મૂલેશ્વર દેવના મઠપતિ મહામુનીંદ્ર વિશ્વામિત્રન નિર્વાહ માટે ભગવાન ભવાનીપતિને દાન આપ્યાનો ઉલ્લેખ છે. આજ લેખમાં બલ્લાલ નારાયણ અને રુપનારાયણ દેવની પંચોપચાર પૂજા નૈવેદ્ય માટે દાન આપ્ય ની વાત છે.

(I. A. VI p. 210)

અર્થાત્ શિવ અને વિષ્ણુ માટે એક જ માણસ તરફથી એક જ વખતે દાનો આપવામાં આવતાં; એ ખાસ લક્ષમાં રાખવા જેવું છે.

વિ. સં. ૧૩૨૦ના કાંટેલા ગામના મહાકાલેશ્વરના લેખમં અર્જુન દેવના સુરાષ્ટ્રના અધિકારી સામંતસિંહે એ સ્થળે મહાદેવનું

મન્દિર કરાવ્યાનો ઉલ્લેખ છે. આ વર્તમાન મહા કાલેશ્વરનું મન્દિર હશે. (જુઓ બુદ્ધિપ્રકાશ--૧૯૧૫-પા. ૯થી.)

વિ. સં. ૧૩૨૦ના વેરાવળના હરસદ માતાના મંદિરના શિલાલેખમાં એ વખતે સોમનાથ પાટણના મઠમાં પરમ પાશુપતાચાર્ય મહા પંડિત ધર્મમૂર્તિ ગંડશ્રી પરવીરભદ્ર મહત્તર (મહંત) હોવાનો ઉલ્લેખ છે. (I. A. XI p. 241)

વિ. સં. ૧૩૨૮ની નાનાકની પ્રશસ્તિમાં વીસલદેવે સોમનાથ ની યાત્રા કર્યાનો ઉલ્લેખ છે. નાનાક પોતે પણ સોમેશ્વર ભક્ત હતો.

(I. A. XI p. 106)

વિ. સં. ૧૩૪૩ની સારંગદેવના વખતની ત્રિપુરાન્તકેશ્વરની પ્રશસ્તિ(જે સીન્ત્રા પ્રશસ્તિ નામથી પ્રસિદ્ધ છે)માં ત્રિપુરાન્તકે સોમનાથ પાટણમાં સોમેશ્વરના મંદિરના મંડપની બાજુમાં, જુદાં જુદાં નામથી પાંચ શિવ મન્દિરો બંધાવ્યાનો ઉલ્લેખ છે.(૧) પોતાની માતા માલ્હણદેવીના નામથી માલ્હણેશ્વર (૨) ગુરૂ ગંડ બૃહસ્પતિના નામથી બૃહસ્પતીશ્વર (૩) એની સ્ત્રી ઉમાના નામથી ઉમેશ્વર. (૪) પોતાના નામથી ત્રિપુરાંતકેશ્વર અને (૫) પોતાની પ્રિયા રમાના નામથી રમેશ્વર. આ લેખમાં સોમનાથના પાશુપત આચાર્યો વિષે નીચેની હકીકત લખેલી છે.

સાક્ષાત્ શંકર વિશ્વ ઉપર અનુગ્રહ કરવા માટે ભટ્ટારક શ્રી લકુલીશ રુપે ઉત્પન્ન થયા હતા. (શ્લો. ૧૪)

આ લકુલીશ લાટના અલંકારરુપ, કારોહણમાં આવીને રહ્યા હતા. (શ્લો. ૧૫)

આ લકુલીશના, જુદાં જુદાં પાશુપતવ્રતો કરવા માટે કુશિક ગાર્ગ્ય, કૌરુષ અને મૈત્રેય નામના ચાર શિષ્યો થયા; આ ચારેયની ચાર શાખાઓ ચાલી(શ્લો. ૧૭) આમાંથી ગાર્ગ્યગોત્રી કાર્તિક-રાશિ સ્થાનાધિપતિ થયા. (શ્લો. ૧૯) એના શિષ્ય વાલ્મીકરાશિ અને તેના ત્રિપુરાંતક. આ ત્રિપુરાંતક યાત્રા કરતા કરતા કેદારનાથથી રામેશ્વર સુધી થઇ પશ્ચિમનાં તીર્થો કરવા માટે દેવપત્તન (સોમનાથ પાટણ) આવ્યા, જયાં મઠપતિ ગંડ બૃહસ્પતિએ એમને (ત્રિપુરાંતકને) મહત્તર (મહંત) કર્યા. (E. I. . p. 271)

આ લેખ ઉપરથી તથા ઉપર નોંધેલા બીજા લેખો ઉપરથી ગુજરાતમાં પાશુપત મતનો ઇ. સ. ૧૦ મા શતકમાં સારો પ્રચાર થયેલો દેખાય છે. એ વખતથી બંધાવા માંડેલાં અનેક સુંદર અને ભવ્ય શિવ મન્દિરો સાથેના મઠોમાં પાશુપત આચાર્યો તથા એમના શિષ્યો વસતા હતા; ગુજરાતના પડોશી મેવાડ રાજ્યમાં આવેલા એક લિઙ્ગજીના પૂજારીઓ તથા મેવાડના રાણાઓના હારિત રાશિ વગેરે ગુરૂઓ કુશિક શાખાના પાશુપતાચાર્યો હતા, એમ એક લિઙ્ગજીનાં મન્દિરની બાજુના લકુલીશ મન્દિરની વિ. સં. ૧૦૨૮ની પ્રશસ્તિથી જણાય છે. આ ઉપરથી પણ ૧૦ મા શતકથી પશ્ચિમમાં ગુજરાત રજપુતાનામાં પાશુપત આચાર્યોના હાથમાં શિવ મન્દિરો આવ્યાં જણાય છે. મેવાડમાં કુશિક શાખાના પાશુપત આચાર્યોનો અને ગુજરાતમાં ગાર્ગ્ય શાખાના આચાર્યોનો વાસ હતો.

લખણપાળના ઓહામયૂતાના લેખમાં નીચેની હકીકત છે. અણહિલ પાટકનો વર્મ શિવ નામનો શૈવ સાધુ હતો, જેણે બાંધ્યો

એ દક્ષિણાપથમાં બેસારેલી એક મૂર્તિને પોતાની મન્ત્ર શક્તિથી નાશ કર્યો, પછી કાશ્મીરમાં પોતાની અમાનુષી શક્તિના બીજા પણ દાખલા બતાવ્યા. તે પછી એ બોદામયૂતા ગયો જ્યાં દેવપાલ (ઇ. સ. ૧૨૫૬ ?) ના પ્રધાને એને મઠાધિપતિ નીમ્યો. આનો શિષ્ય મૂર્તિગણ દેવપાલના પૌત્ર સુરપાલનો ગુરૂ હતો, એનો શિષ્ય ઇશાનશિવ સુરપાલના અમૃતપાલનો ગુરૂ હતો. આ લેખ અમૃતપાલના ભાઇ લખમણપાલ (ઇ. સ. ૧૩૩૦ ?) નો છે. ઇશાનશિવ પંચપ્રવર વત્સ ગોત્રનો બ્રાહ્મણ હતો. (F.I.Lh. 63)

વિ. સં. ૧૩૮૭માં અચલેશ્વરના મહા મઠના મહામુનીંદ્ર શર્વેશ્વર હતા.

આબુ પર્વતના વિ. સં. ૧૩૩૭ના લેખમાં રૂપાનાં, પાષાણનાં સુવર્ણનાં અને રત્નોનાં લિંગો કરાવ્યાનો ઉલ્લેખ છે. આ લેખમાં વેજસિંહવિજય વગેરેને પરમ માહેશ્વર કહ્યા છે.

વેરાવળના: વિ. સં. ૧૪૪૨ના લેખમાં **નમઃશિવાય** થી આરંભ છે અને વિ. સં. ૧૪૪૮ના લેખમાં સંગમેશ્વર સ્થાપ્યાનો ઉલ્લેખ છે.

ધ્રાંગધ્રા પાસે ખાંભડાના શિવ મન્દિરમાં વિ. સં. ૧૫૨૦નો લેખ છે.

ગુજરાતમાં ધાર્મિક કળાના ઉંચા નમુના બહુ નથી પણ જે થોડા છે તે રત્નરૂપ છે. મોઢેરાનું સૂર્ય મંદિર અને વિમળશાહનું જૈન મંદિર સ્થાપત્ય કળાનાં આદર્શરૂપ હોઇને ગુજરાતને દીપાવે છે. પણ શિવ ધર્મને લગતી કળાના રમણીય નમુનાઓ હશે, તો જળ-

વાયા નથી. સોમનાથનું મંદિર કળાનો સુન્દર નમુનો હતો એમ કહે છે અને એ તથા રૂદ્રમહાલય બન્ને મોઢેરાના સૂર્ય મન્દિરનાં તથા વિમળશાહના મન્દિરનાં લગભગ સમકાલિન હોવાથી ખરેખર અતિ સુંદર અને ભવ્ય હશે એમ લાગે છે. પણ મુસલમાનોના ધાર્મિક ઝનુને એનો અનેકવાર નાશ કરી નાખ્યો છે. શૈવ મંદિરો અને મૂર્તિઓ વિષે ઉપર લખેલા ઐતિહાસિક ઉલ્લેખો ઉપરાંત જૂનાં મન્દિરો વિષે મળી આવતી થોડી હકીકત નીચે લખી છે.

કચ્છ કેરામાં એક શિવ મંદિર છે તે લાખા ફૂલાણીએ બંધાવ્યું કહેવાય છે.

કુંભારીઆમાં કુંભેશ્વર મહાદેવના મંદિરના સ્તંભો વગેરેની કળા મોઢેરાના સૂર્ય મન્દિરની કળાને મળતી છે. એ સાથેનાં ચાર જૈન મન્દિરોની કળા પણ દેલવાડાનાં વિમળશાનાં મન્દિરને મળતી છે માટે કુંભેશ્વરનું મન્દિર પણ એજ સમયનું અર્થાત્ ૧૧મા શતકનું હોવું જોઇએ.

( દે, રા. ભાન્ડારકરનો પશ્ચિમ હિંદુસ્થાનનો જુનાં શોધ ખોળ ખાતાંનો ૧૯૦૬નો રીપોર્ટ જુઓ. )

કોટેશ્વર મહાદેવમાં શિવ પાર્વતીનાં લગ્નનો દેખાવ કોતરેલો છે.

કાયદ્રામાં આપેશ્વર મહાદેવનું આરસ પ્હાણનું મન્દિર છે જેમાં લિઙ્ગ તથા ત્રિમૂર્તિની મૂર્તિ છે. કાયદ્રામાં જ વિ. સં. ૧૨૨૦માં મહારાજાધિરાજ મહામંડલેશ્વર ધારાવર્ષ દેવે શ્રીકાશીશ્વર માટે દાન આપ્યાનો લેખ -છે.

આથી વધારે ઐતિહાસિક ઉલ્લેખોની જરૂર નથી; કારણ કે આથી આગળ આધુનિક સમય શરૂ થાય છે. ઇ. સ. ના ૧૨મા ૧૩મા શતક પછી કોઇ નવો શૈવ સંપ્રદાય આ દેશમાં ઉદ્ભવ્યો હોય એમ જણાતું નથી, એટલુંજ નહિં પણ જૂના શૈવ સંપ્રદાયો પણ ધીમે ધીમે ક્ષીણ થતા ગયા છે. વર્તમાન સમયમાં શૈવ ધર્મ સાંપ્રદાયિક રુપમાં નહિં પણ પૌરાણિક શિવ ભકિતના રુપમાં વધારે રહ્યો છે. (કોઇ રડયા ખડયા શૈવ સાધુઓ પાશુપત વ્રત ધારણ કરતા હશે તે જુદી વાત.) ગુજરાતનું કોઇકજ ગામડું એવું હશે કે જેમાં ગામની વચ્ચે ચોરામાં સીતારામ, કે રાધા કૃષ્ણની પૂજા ન થતી હોય અને ગામ બ્હાર શિવ પૂજા ન થતી હોય. ગુજરાતનાં શિવમન્દિરો ગુજરાતીઓને ગામ બ્હાર ફરવા જવાનાં ઠેકાણાં છે. ઘણા ગામોમાં શૈવ મન્દિરો નદી કાંઠે કે ગામથી દૂર એવી જગ્યાએ હોય છે કે ત્યાં જવાથી ચિત્તમાં સ્હેજે શાંતિ, વૈરાગ્ય અને ભકિતનો ઉદય થાય, આ રીતે લોકોમાં શૈવ ધર્મ વ્યાપક થઇ રહ્યો છે.

———:o:———

# ઉપસંહાર.

—:o:—

વેદકાળથી આર્યોમાં રુદ્ર પૂજા અને આ દેશના અનાર્યોમાં શિશ્ન પૂજા પ્રચલિત હતી; પાછળથી બીજા દેવોને તથા યજ્ઞ પ્રણાલીને દબાવીને પ્રધાન ભક્તિ પાત્ર, દેવો વિષ્ણુ અને રુદ્ર-શિવ થયા. જેમ જેમ આર્ય સંસ્કૃતિ આ દેશના બધા ભાગો તથા બધા વર્ગો ઉપર છવરાતી ગઇ તેમ તેમ જંગલી લોકોને પોતાની સભ્યતાથી સંસ્કારવા સાથે એ વર્ગોના કેટલાક સંસ્કારોને તેણે પોતાના કરી લીધા. આ વખતમાં આર્યો એ લિઙ્ગ પૂજાનો શિવ તત્વના જ્યોતિઃ સ્તમ્ભની ભાવનાથી સ્વીકાર કર્યો અને મૂર્તિ પૂજા કરતાં લિઙ્ગપૂજાને શ્રેષ્ઠ ગણી. છતાં શરૂ આતમાં રુદ્ર શિવનાં મૂર્તિ તથા લિઙ્ગ બન્ને પૂજાતાં, પછી મૂર્તિ વાળાં મુખલિઙ્ગો પૂજાતાં પણ ધીમે ધીમે મૂર્તિ પૂજા ઘટી ગઇ અને લિંગ પૂજા ઉત્તરમાં વ્યાપક થઇ ગઇ. જો કે દક્ષિણ હિંદુસ્થાનમાં હજી નટરાજ જેવી શિવમૂર્તિઓ અનેક મન્દિરોમાં પૂજાય છે. વિ. સં. ના આરંભની આસપાસના વખતમાં આ સાદી શિવ ભક્તિમાંથી મૂર્તિ અને લિઙ્ગ બન્નેને પૂજનારો પાશુપત ધર્મ ઉદ્ભવ્યો. પતંજલીના વખતમાં શિવ ભાગવત નામથી ઓળખાતા શિવ-ભકતો ગુપ્ત સમયમાં પાશુપત કે માહેશ્વર કહેવાવા લાગ્યા. ગુપ્ત સમયમાં આ દેશમાં અન્યોન્ય હળી મળીને ચાલતા વૈષ્ણવ, શૈવ અને મહાયાન બૌદ્ધ એ ત્રણેય ધર્મો આ દેશના એક છેડાથી બીજા છેડા સાથે સુધી વ્યાપક થઇ જતા દેખાય છે.* સાહિત્ય, શિલ્પ અને

સ્થાપત્યની આ ત્રણે ધર્મની; ફુલ ગુંથણીવાળી સુંદર અને ભવ્ય ચાદર દેશ ભરમાં પથરાઇ ગયેલી દેખાય છે. વૈષ્ણવ અને અને મહાયાન માર્ગોએ જે રીતે પરસ્પર આપલે કરી છે એ રીતે શૈવ સાથે પણ મહાયાન માર્ગે આપલે કરી છે. કેટલીક યોગની તથા તાંત્રિક ક્રિયાઓ મહાયાન તથા શૈવ ધર્મમાં એક સરખી છે. વળી ગુપ્ત સમયમાં ખીલી રહેલાં દર્શનોના કેટલાક અંશોને પણ આ ધર્મોએ પોતામાં મેળવી લીધા છે. વૈષ્ણવ ધર્મ ઉપર સાંખ્ય વેદાંતની વધારે અસર છે; તો શૈવ ધર્મ ઉપર સાંખ્ય યોગની વધારે અસર દેખાય છે. આ અન્યોન્ય વિનિમય તે તે ધર્મના તત્કાલિન સાહિત્યમાં જેમ સ્પષ્ટ દેખાય છે તેમ તત્કાલિન કળામાં પણ દેખાય છે. દાખલા તરીકે ઘારાપુરીની મહેશમૂર્તિ (જે ત્રિમૂર્તિ તરીકે ઓળખાય છે), જાવાની બુદ્ધની મૂર્તિ, અજન્તાનું બુદ્ધનું ચિત્ર (પહેલી ગુફામાં) અને દેવઘર (ઝાંસી જીલ્લો)ના ખંડીએરની શેષશાયીની મૂર્તિને સરખાવો; એ સર્વની શાન્ત તેજસ્વીતા, ગહન ઐશ્વર્ય, ઉંડી કરૂણા અને અતિશય મૃદુતાવાળો અસામાન્ય પ્રતાપ એવા એવા મહાભાવોથી દીપતી સુંદર અને ભવ્ય મુખાકૃતિની કળા એકજ પ્રકારની છે. આ દેશની કળાના આ નમુનાઓ જગત્‌ની કળામાં પ્રથમ પંક્તિમાં સ્થાન પામવા યોગ્ય છે.

આ રીતે ગુપ્ત સમયમાં સંપૂર્ણ રીતે ખીલેલો અને છેક દ્રાવિડ સુધી ફેલાયેલો શૈવધર્મ સાતમા આઠમા શતકમાં પાશુપત, શૈવ, કારુક સિદ્ધાન્ત અને કાપાલિક એ ચાર સંપ્રદાય રૂપે વિભક્ત થયેલો દેખાય છે. નકુલીશ કે લકુલીશ નામના શિવાવતાર મનાતા મહા પુરૂષથી તથા એના ચાર શિષ્યોથી આ ચાર સંપ્રદાયો ચાલ્યા

મનાય છે. ૭મા આઠમા શતકથી ૧૨મા ૧૩મા શતક સુધી આ ચારેય સંપ્રદાયો દેશના ઘણા ભાગમાં થોડે ઘણે અંશે પ્રચારમાં હતા. જો કે પાશુપત સંપ્રદાયનું તથા એના મઠોનું અને આચાર્યોનું ઘણું વધારે જોર દેખાય છે. ધીમે ધીમે બીભત્સ અને ભયંકર ક્રિયા વાળા કાપાલિક તથા કાલમુખ સંપ્રદાયો અદૃશ્ય થઇ ગયા અને પાશુપત તથા શૈવ ધર્મના સદંશોમાંથી ઔપનિષદ દર્શન સાથે વધારે મેળવાળા નવીન સંપ્રદાયો આઠમાથી તેરમા શતક સુધીમાં ઉદ્‌ભવ્યા અને હજી ચાલે છે.

મૂળ રૂદ્ર-શિવની ભાવનામાં રહેલું રૌદ્ર રૂદ્ર રૂપ અને સૌમ્ય શિવરૂપ એ ધર્મના વિકાસના આ લાંબા કાળમાં વારા ફરતી જોરમાં આવ્યું જણાય છે. પણ છેવટ છેલ્લાં ૫૦૦-૬૦૦ વર્ષથી ધીમે ધીમે રૌદ્ર રૂપ દબાઇ જઇને શિવ રૂપ હમેશ માટે આ દેશના જન સમૂહના હૃદયમાં સ્થાયી થયું છે.

વર્તમાનમાં લિંગાયત સિવાય સંપ્રદાયાનુકૂળ શિવભક્તિ કરતાં સાદી પૌરાણિક શિવભક્તિ હિંદુ પ્રજામાં વધારે વ્યાપક દેખાય છે. અને અનેક બ્રાહ્મણ શિવ ભક્તો શાંકર દર્શનને માનવા છતાં પણ શિવભક્તિ કરે છે. સામાન્ય લોકો ઘેર કે મન્દિરોમાં શિવલિંગને વૈદિક મંત્રોથી પૂજે છે; જ્યોતિર્લિંગ મનાતાં કાશીવિશ્વનાથ, કેદાર નાથ, રામેશ્વર, મહાકાલેશ્વર, વગેરે મૂળ છેક છઠ્ઠા સાતમા શતક જેટલાં જૂનાં તથા બીજાં પાછળથી ઉભાં થયેલાં શૈવ તીર્થોમાં યાત્રા કરે છે; અને ભોળા શંભુ પાણીના લોટાથી, બિલ્વ પત્રથી અને સાદી ભક્તિથી પણ પ્રસન્ન થશે એમ માની સાંત્વન પામે છે.

---

# પરિશિષ્ટ.

ગ્રંથમાં પાશુપત મતના પ્રચારનાં સૂચક પ્રમાણો ક્રમબદ્ધ આપવાના વેગમાં સામાન્ય શિવભક્તિના પ્રચારનાં સૂચક કેટલાંક પ્રમાણો આપવાં રહી ગયાં છે. જેનો અહીં ટુંકામાં ઉલ્લેખ કરી દેવાથી શૈવધર્મનો ઇતિહાસ સમજવામાં સરલતા થશે. ગ્રંથમાં જે નોંધ પાને ૪૫ થી ૫૪ સુધીમાં કરી છે તેના અનુસંધાનમાં આ પરિશિષ્ટ વાંચવાનું છે.

ચંદ્રગુપ્ત બીજાના વખતના ઉદયગિરિની ગુફાના લેખમાં ચંદ્રગુપ્તના સચિવ પાટલિ પુત્રના કવિ વીરસેને પૃથ્વીનો જય કરવા નીકળેલા રાજા સાથે પોતે ત્યાં આવેલો ત્યારે ભક્તિથી ભગવાન શંભુની ગુફા કરાવી હતી એમ લખ્યું છે. લેખમાં સાલ નથી પણ એજ ગુફામાં મળી આવેલા ચંદ્રગુપ્ત બીજાના વખતના એક લેખમાં ગુપ્ત સં. ૮૨ ની સાલ છે. આ લેખ પણ એની આસપાસનો—પાંચમાશતકની શરૂઆતનો હોવો જોઇએ. પરમ ભાગવત ચંદ્ર ગુપ્ત બીજાનો સચિવ શિવભક્ત હતો, એ સ્મરણમાં રાખવાનું છે.

Corpus Inscriptionum Indiorum Vol III

ગુપ્ત સં. ૧૫૬, ૧૬૩ તથા ૧૯૧ (ઈ. સ. ૪૭૫, ૪૮૨ તથા ૫૧૦) નાં મહારાજ હસ્તિનાં ખોહનાં તામ્રપત્રોમાં नमो महादेवाय એ શબ્દોથી લેખોની શરૂઆત કરી છે. આ મહારાજા હસ્તિનો

પુત્ર મહારાજ સંક્ષોભ પરમ ભાગવત હતો (જુઓ-ગુપ્ત સં. ૨૦૯ સંક્ષોભનું ખોહનું તામ્રપત્ર) ( Ibid )

યશોધર્મના દશપુરના શિલાસ્તંભ ઉપરના લેખમાં શૂલ-પાણિની સ્તુતિથી આરંભ કર્યો છે અને યશોધર્મ તથા વિષ્ણુ-વર્ધનના દશપુરના શિલા સ્તમ્ભના બીજા લેખમાં પિનાકી શંભુની સ્તુતિથી આરંભ કર્યો છે. આ લેખમાં માલવ સં૦ ૫૮૯ (ઇ. સ. ૫૩૩) ની સાલ છે. ( Ibid )

પરમ ભાગવત ગુપ્તરાજાઓના સામ્રાજ્ય સમયમાં શૈવ ધર્મને લગતા લેખો થોડા મળે એ સ્વાભાવિક છે. પણ ઉપર કહેલા લેખોથી એટલું તો ચોક્કસ સાબીત થાય છે કે પાંચમા છઠ્ઠા શતકમાં વૈષ્ણવ ધર્મ સાથે સાથે શૈવ ધર્મ પણ આ દેશમાં ફેલાતો જતો હતો. સંસ્કૃત સાહિત્યમાં પણ આ હકીકત સ્પષ્ટ દેખાય છે. મહાકવિ કાલિદાસ શિવ સ્તુતિથી મંગળા ચરણ કરે છે. વળી શિવભક્તિ પ્રેરક શિવ પાર્વતીના લગ્નનો પ્રસંગ તથા કુમારના જન્મની કથા કુમારસંભવમાં કહે છે; પણ એ મહા કવિએ ઉજ્જેનના મહાકાળેશ્વરનો મેઘદૂતમાં ઉલ્લેખ કર્યો છે (શ્લો. ૩૧) એ વાત શૈવધર્મના ઇતિહાસમાં વધારે સૂચક છે. કાલિદાસ કવિ ઇ. સ. પાંચમા શતકથી અર્વાચીન નથી. ઉજ્જેનના મહાકાળેશ્વરના મંદિરની નોંધ સાતમા શતકના પૂર્વાર્ધના બાણ કવિએ પણ કાદંબરીમાં લીધી છે. એ ઉપરથી પુરાણોક્ત જ્યોતિર્લિંગોમાંનાં મહાકાળેશ્વર જેવાં કેટલાંક પાંચમા છઠ્ઠા શતક જેટલાં જૂનાં ઠરે છે.

મહાકવિ ભારવિએ કિરાતાર્જુનીયમાં, મહાભારતમાં ટુંકામાં કહેલ, પશુપતિ પાસેથી પાશુપતાસ્ત્ર મેળવવા અર્જુને કરેલા

વપની કથા બહુ સુંદર રીતે કહી છે. આ કવિ સાતમા શતક પ્હેલાંના છે. કુમાર સંભવ તથા કિરાતા ર્જુનીય જેવાં કાવ્યો જ શિવભકિતનો બ્હોળો પ્રચાર સૂચવે છે.

મહાકાળેશ્વરનું મંદિર તથા બીજાં અનેક શિવ મંદિરો સ્થળે સ્થળે પાંચમા છઠ્ઠા શતકમાં હોવાનું કાદંબરી ઉપરથી અનુમાન થાય છે. પણ મહાકાળેશ્વરના મંદિરે અનેક વાશ ફેરા જોયા છે. અને ઉત્તરમાં સામાન્ય રીતે જ એટલા જૂના વખતનાં શિવ મન્દિરો હજી સુધી જીવતાં રહી શકયાં નથી. ત્યારે દક્ષિણમાં, બદામીનું અતિ રમણીય શિવ મન્દિર ઇ. સ. સાતમા શતકનું હજી આબાદ ઉભું છે. (Cave Temples of India) ધારાપુરીની ગુફા જૂના વખતનું–સાતમા આઠમા શતકનું જોવા લાયક શિવ મન્દિર છે. એની મહેશ મૂર્તિ (ત્રિમૂર્તિ) તો અપ્રતિમ છે. મામલ્લ પુરમ્‌ની શૈવ મૂર્તિઓ સાતમા આઠમા શતક જેટલી જૂની છે. કાંચીના પલ્લવ રાજાઓએ બંધાવેલું કાંચીનું કૈલાસનાથનું મન્દિર પણ લગભગ એ વખતનું છે.

પાતદકલનું વિરૂપાક્ષનું સુંદર મંદિર આઠમા શતકના મધ્ય ભાગનું છે. અને શિવ મન્દિરોમાં જ નહિં પણ જૂના વખતના સ્થાપત્ય કળાના જીવતા રહેલા નમૂનાઓમાં સર્વશ્રેષ્ઠમાંનું એક ગણાય એવું એલાપુરનું કૈલાસ મન્દિર પણ એ જ વખતનું છે. રાષ્ટ્રકૂટ વંશના કૃષ્ણરાજ પ્હેલાએ ઇ. સ. ૭૬૦ માં એની શરૂઆત કરી છે.

ઉપરની નોંધ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે પાંચમા છઠ્ઠા શતકમાં ઉત્તરમાં બંધાવા માંડેલાં શિવ મન્દિરો સાતમા આઠમા

શતકમાં દક્ષિણમાં વ્યાપક થઇ ગયેલાં. જો કે આઠમા શતકની શિવ મન્દિરોને લગતી નિશાનીઓ ઉત્તરમાં બહુ થોડી મળે છે; દાખલા તરીકે વિ. સં. ૭૮૩માં પુષ્કર પાસે શિવ મન્દિર બંધાવ્યાનું એક દાન લેખ ઉપરથી જણાય છે. (જુઓ. I. A. 13.250.) તથા કોટા પ્રાન્તમાં કોટા પાસે કણસરના શિવ મન્દિરમાં વિ. સં. ૭૯૫ નો લેખ છે જુઓ (I. A. 13.163 ) પણ એ ઉપરથી શિવલિંગો કે શિવ મૂર્તિઓ સ્થાપવાની અને શિવમન્દિરો બંધાવવાની ધાર્મિક પ્રવૃત્તિ ઉત્તરમાં પણ જીવતી રહેલી દેખાય છે. ઇ. સ. ૫૦૯થી ૭૬૦ સુધી વલ્લભીપુરમાં રાજ્ય કરનાર વલ્લભી રાજાઓનો મોટો ભાગ પરમ માહેશ્વર હતો. તેઓએ વલ્લભીપુરમાં તથા પોતાના તાબાના પ્રદેશમાં શિવ મન્દિરો બંધાવ્યાં હશે પણ કાળ એ સર્વનું ભક્ષણ કરી ગયો છે, ( એનાં દાનપત્રોમાં કોઇ શિવ મન્દિરનો ઉલ્લેખ નથી, માત્ર બ્રહ્મણોને દાનો કર્યાં છે). અહીં એટલું ધ્યાનમાંરાખવા જેવુંછે કે ઉત્તરમાં ગુફાઓ કોતરવાની સગવડ ઓછી અને પ્હેલાંનાં લાકડાંનાં મન્દિરોનું તો જીવન જ ક્ષણિક. આજ કારણથી ગુપ્ત રાજાઓએ કોતરાવેલા લેખો વાળા વિષ્ણુના ધ્વજ સ્તંભો ઉભા છે અને એમણે બંધાવેલાં મંદિરોનું નામ નિશાન નથી મળતું. પણ પાછળથી, કદાચ દક્ષિણનું જોઇ ને, પથ્થરનાં જ મંદિરો ચણાવવાની બુદ્ધિ ઉત્તરને સૂઝી છે પણ કમભાગ્યે એ મંદિરોનો વારંવાર મુસલમાનોએ નાશ કર્યો છે. છતાં ૧૦મા-૧૧મા શતકમાં ઉત્તરમાં તેમજ દક્ષિણમાં દેશના મોટા ભાગમાં શિવ મન્દિરો ઉભાં થયાની નિશાનીઓ મળે છે.

કોટ કાંગરા નગરથી ૩૦ મૈલ ઉપર કીરગ્રામ પાસેના વૈદ્ય-

નાથના મંદિરની શક સં. ૭૨૬ (ઇ. સ. ૮૦૪) ની પ્રશસ્તિમાં શિવ મન્દિર માટે દાન આપ્યાની નોંધ છે. ભુવનેશ્વર (ઓરીસા)નું લિંગરાજનું મન્દિર નવમા દશમા શતકનું મનાય છે. અને ચંદેલ વંશના જૂના પાટનગર ખજુરાહો (મધ્યહિન્દ) નાં ખંડેરનાં શૈવ મન્દિરો ૧૦ મા ૧૧ મા શતકનાં છે.

દક્ષિણમાં પણ ચોલ રાજા પરાંતકે (ઇ.સ.૯૦૭થી ૯૪૭) ચિદંબરમના નટરાજના મન્દિરની કનક સભામાં ફરી સોનાનાં પત્રાં મઢાવ્યાં. અને ચોલ રાજરાજે ( ઇ સ.૯૮૫ થી ૧૦૧૩ ) તાંજોરમાં સ્થાપત્યના ભવ્ય નમુનારૂપ બૃહદીશ્વર મંદિર બંધાવ્યું. અને રાજેન્દ્ર ચોલ દેવે (ઇ. સ. ૧૦૪૪થી ૧૦૫૩) ગંગઇકોણ્ડ પુરમાં અતિ ભવ્ય શિવ મન્દિર બંધાવ્યું; જેનું ખંડેર ચોલ સ્થાપત્ય કળાના તથા જેની મૂર્તિઓ મૂર્તિ કળાના બહુ રમણીય નમૂના પૂરા પાડે છે.

આ વખતમાં જ ૧૦મા ૧૧મા શતકમાં જ ગુજરાતમાં માળવામાં તથા મેવાડમાં પણ શૈવ ધર્મ ઘણા જોરમાં આવ્યો જણાય છે. ધોળકેથી ધંધુકે જવાના રસ્તા ઉપર હડાલા ગામ પાસેથી મળેલા તામ્ર પત્રમાં ઇ. સ. ૯૧૭માં, વઢવાણમાં રાજ્ય કરતા ધરણીવરાહ નામના ચાપરાજાએ મહેશ્વરાચાર્ય નામના શૈવ આચાર્યને એક ગામનું દાન આપ્યું છે.

ધારાનગરીના રાજા મુંજે વિ. સં. ૧૦૩૧ માં તથા એના અનુયાયી મહાન રાજા ભોજે વિ. સં. ૧૦૭૮ માં ચરાચર ગુરૂ ભગવાન ભવાની પતિને પૂજીને દાન આપ્યાના લેખો છે. ( જુઓ I. A. V. I. P. 53).

આ ઉપરાંત ગુજરાત માટે જુઓ પા. ૧૩૨, તથા મેવાડ માટે જુઓ પાનું ૧૩૯, વળી આ અરસામાં સીકર (જયપુર) માં શૈવધર્મનો પ્રચાર સૂચવનાર હર્ષશિલા લેખ માટે જુઓ પાનું ૫૧, કાશ્મીર માટે જુઓ પા. ૧૦૧ મહિસૂરના લેખો પાને ૬૩ મે નોંધ્યા છે, મહારાષ્ટ્ર વિષે જુઓ પા. ૫૧. આ સર્વ ઉપરથી ૧૦ મા ૧૧ મા શતકમાં શૈવધર્મ ઘણા જોરમાં આવ્યો હોય એનાં મંદિરો દેશમાં સ્થળે સ્થળે ઉભાં થયાં હોય તથા એના પાશુપત આચાર્યો બહુ જોરમાં આવ્યા હોય એમ જણાય છે. ૧૧ મા શતક પછી દક્ષિણમાં તથા ઉત્તરમાં ઉભાં થએલાં અનેક મન્દિરો હજી ઉભાં છે. માત્ર સોમનાથ પેઠે ઉત્તરનાં અનેક મન્દિરોને બહુ સહન કરવું પડયું છે. જેથી ખુણાઓમાં આવેલાં કેટલાંક ખંડેરો સિવાય પ્રાચીન મન્દિરોની ધરતી ઉપર ઉભાં થયેલાં અર્વાચીન મન્દિરો મોટે ભાગે ઉત્તરનાં તીર્થ સ્થાનોમાં દેખાય છે.

---

# શુદ્ધિ પત્રક.

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ટ | પંક્તિ |
|---|---|---|---|
| આપીને | આવીને | ૪ | ૭ |
| કલ્યાણથી | કલ્યાણવડે | ૬ | ૬ |
| शमशद् | शमसद् | ૯ | ૧૩ |
| અથવ | અથર્વ | ૧૨ | ૧૦ |
| ંઓષધિઓ | ઓષધિઓ | ૨૪ | ૧૨ |
| तर्माशानं | तर्माशानं | ૨૬ | ૨૩ |
| તે જાણીને | જાણીને તે | ૩૨ | ૩ |
| શ્વતાશ્વતર | શ્વેતાશ્વતર | ૩૩ | ૨૨ |
| કહેવય છે | કહેવાય છે | ૩૪ | ૧૪ |
| અઠ | આઠ | ૩૯ | ૭ |
| અગ્નિ | અગ્નિ | ૪૧ | ૧૬ |
| સથે | સાથે | ૪૨ | ૧૮ |
| ચાલી હશે તેમજ | ચાલતી હશે તેનેજ | ૪૪ | ૮ |
| ગર્ગ્ય | ગાર્ગ્ય | ૪૬ | ૧ |
| ચર્ય | ચાર્ય | ૪૬ | ૨૩ |
| ઇ. સ. ની | ઇ. સ. પૂર્વે | ૪૮ | ૩ |
| (ઇ. સ. ૪૯૯) | (ઇ. સ. ૫૮૭) | ૪૯ | ૧૨ |
| બ્રહ્મણો | બ્રાહ્મણો | ૪૯ | ૧૩ |
| અંગિકાર | અંગીકાર | ૫૦ | ૩ |

| | | | |
|---|---|---|---|
| શિવધમ | શૈવ ધર્મ | ૫૪ | ૯ |
| શિવ તીર્થો | શૈવ તીર્થો | ૫૫ | ૧૯ |
| ત્યરે | ત્યારે | ૫૮ | ૧૯ |
| સદશિવ | સદાશિવ | ૫૮ | ૨૦ |
| નમ | નામ | ૫૮ | ૨૨ |
| યેગાચર્ય | યોગાચાર્ય | ૫૯ | ૧૫ |
| રૂદ્ર | રૂદ્રે | ૬૦ | ૧૫ |
| [illegible] | હાસિક | ૬૦ | ૨૩ |
| ઐંકાર | ઓંકાર | ૬૧ | ૮ |
| ધરણુ | ધારણુ | ૭૧ | ૨૦ |
| પચકો | પંચકો | ૭૩ | ૨ |
| અ પાંચ | એ પાંચ | ૭૩ | ૧૭ |
| પારિભષિક | પારિભાષિક | ૭૩ | ૨૧ |
| છે. | છે. (૬) | ૭૪ | ૧૩ |
| આંખોવાળા | આંખોવાળા ’ | ૭૬ | ૮ |
| પ્રલાયાકલ | પ્રલયાકલ | ૭૭ | ૧૪ |
| હારભદ્ર | હરિભદ્ર | ૭૮ | ૨૧ |
| કાપાલિ | કપાલી | ૮૩ | ૧૪ |
| ત્રિલોચના | ત્રિલોચન | ૯૧ | ૧૩ |
| ઉપરથી | ઉપર | ૯૨ | ૮ |
| છતા | છતાં | ૯૩ | ૧ |
| જટા રાખવી | જટા રાખવી. | ૯૭ | ૨ |
| જાય વા | જાય તો | ૯૯ | ૧ |

| | | | |
|---|---|---|---|
| રાજતરગિણી | રાજતરંગિણી | ૧૦૧ | ૧૩ |
| શિવોપનિષત્સં. | શિવોપનિષત્ | ૧૦૩ | ૯ |
| ર્શન | દર્શન | ૧૦૩ | ૧૮ |
| વિમાશના | વિમર્શિની | ૧૦૫ | ૧ |
| અશ્વર્ય | ઐશ્વર્ય | ૧૧૧ | ૧ |
| રીત | રીતે | ૧૧૧ | ૧૯ |
| સિદ્ધાંત | સિદ્ધાંત | ૧૧૫ | ૩ |
| વીરશૈવાહાર્શ | વીરશૈવાદર્શ | ૧૨૧ | ૪ |
| પંચમો | પંચમો. | ૧૨૧ | ૧૫ |
| બ્રાહ્મણ છે. | બ્રાહ્મણ છે, | ૧૨૪ | ૧૦ |
| રપળો | સ્થળો | ૧૨૭ | ૨ |
| હિંદુસ્થાનના યત્રાળુ | હિંદુસ્થાનના યાત્રાળુ | ૧૨૭ | ૧૩ |
| મહમદ ગઝનની | મહમુદગીઝનવી | ૧૨૮ | ૧૩ |
| મહમદ | મહમુદ | ૧૨૮ | ૨૨ |
| ભગ્ય | ભવ્ય | ૧૨૯ | ૨ |
| માંન | માંના | ૧૩૨ | ૧ |
| પતિને દાન | પતિને પૂજીને દાન | ૧૩૭ | ૧૬ |
| E. I· P. | E. I. 1 p. | ૧૩૯ | ૮ |
| F. I. l. h. | E. I. 1 | ૧૪૦ | ૮ |
| સ્થાપત્પ | સ્થાપત્ય | ૧૪૦ | ૨૧ |
| ફુલ ગુંથણી | ફુલ ગુંથણી | ૧૪૪ | ૧ |
| સુદર | સુંદર | ૧૪૪ | ૧ |